જાન્યુ./૯૩

# પાટીદાર સૌરભ

## ૨૮-૨૯ એપ્રિલે
## સમાજનું મહા અધિવેશન

### દાંમ્પત્ય જીવનમાં તીરાડ શા માટે ?

### વડિલોની નજરે વર્તમાન પેઢી

લેવા-કડવા પાટીદાર
એકીકરણ વિચાર મંચ


realpatidar.com
જાન્યુ./૯૩
પાટીદાર
સૌરભ
૨૮-૨૯ એપ્રિલે
સમાજનું મહા અધિવેશન
દાંમ્પત્ય જીવનમાં તીરાડ શા માટે ?
વડિલોની નજરે વર્તમાન પેઢી
લેવા-કડવા પાટીદાર
એકીકરણ વિચાર મંચ
realpatidar.com

# પાટીદાર સૌરભ

## શું નવી પેઢીને એ બધું જાણવાનો કોઈ જ અધિકાર નથી ?

કામણગારો કચ્છડો દેશ !

કેટ-કેટલાયે પ્રદેશો અને વિવિધા ધરાવતી આ ધરતી !

એ ધરતી પરના જગતના તાત જેવા કડવા પાટીદારોમાં પણ કેટલીયે બધી વિવિધતા !

પશ્ચિમ કચ્છમાં સિયોત, ઘડુલી, દયાપર, રવાપર સુધી વિસ્તરેલો 'ધંગપટ' !

નખત્રાણા તાલુકાનો મધ્યવર્તી 'માકપટ' વિસ્તાર તો વળી માંડવી તાલુકામાં વાડી વિસ્તારના પાટીદારોની તો વાત જ કંઇક ઓર છે !

પ્રદેશ પ્રમાણે પાટીદારોના વ્યવસાયમાં પણ વિવિધતા !

માંડવી અને અંજાર તાલુકાના પાટીદારોએ બિલ્ડીંગ કન્સ્ટ્રક્શન ક્ષેત્રે નામના કાઢી છે તો માકપટ અને ધંગપટના ભાઈઓએ સો મીલ ક્ષેત્રે ભારત-ભરમાં પાટીદારનો ઝંડો ઉંચો રાખ્યો છે !

આપણી અટકો પણ કેટલી બધી ! લીંબાણી, છાભૈયા, ધોળુ, પારસિયા ધોઘારી, સેંઘાણી, જેવી પ્રચલિત અટકો વચ્ચે ક્યાંક 'દડગા' જેવી અટક પણ સાંભળવા મળે ત્યારે ઘણા ભાઈઓ માથું ખંજવાળે છે !

ધંગપટના લોકોને માકપટના ભાઇઓ વિશે ઝાઝી માહિતી નથી. આ બંનેથી પણ અલગ સાબરકાંઠામાં કંપાઓમાં વસતા ભાઇઓની રહેણી-કરણી અને સિદ્ધીઓ અંગે ઘણા લોકોને ખ્યાલજ નથી.

પાટીદારોની નવી પેઢી આપણી જ્ઞાતીની ઘણી બધી વાતો, ઇતિહાસ અને ગૌરવકથાઓથી અજ્ઞાત છે. આપણે હજુ કેટલો સમય તેમને આ ભવ્ય હકિકતોથી વંચિત રાખશું ?

પાટીદારો વસ્તા હોય તેવા દરેક પ્રદેશની ઝાંખી કરાવવાનું એક જબરદસ્ત અભિયાન પાટીદાર સૌરભ તેના આગામી અંકોમાં ટુંક સમયમાં જ શરૂ કરી રહ્યું છે.

આ માટે આપને પાટીદાર સૌરભના આગામી અંકો જોવા જ પડશે ! ફરજીયાત !

પાટીદાર સૌરભ

માસ : જાન્યુઆરી-૧૯૯૩ અંક : ૧૧
સળંગ અંક : ૧૧ વર્ષ : ૧

– તંત્રી –
સી. કે. પટેલ

– સંપાદક –
નીતા પટેલ

– વિશેષ પ્રતિનિધિ –
હરીલાલ પટેલ

– છાયા ચિત્રકાર –
મણીલાલ ધનાણી
અનિલ સોની

– કલા નિર્દેશક –
નારાણ વાલાણી

– કાર્યાલય સહાયક –
હરેશ સાધુ

– મુદ્રક અને પ્રકાશક –
નીતા પટેલ
પાટીદાર પ્રકાશન, નખત્રાણા-કચ્છ.

– મુદ્રણ સ્થળ –
દર્શના પ્રિન્ટરી
આઝાદ ચોક, માંડવી-કચ્છ. ફોન ૪૮૪

– કાર્યાલય –
"પાટીદાર સૌરભ"
C/o ઓધવરામ ભવન,
નખત્રાણા (કચ્છ) ૩૭૦ ૬૧૫

– લવાજમ –
વાર્ષિક : રૂા. ૫૦
દ્વિવાર્ષિક : રૂા. ૧૦૦

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥

જે પરમપદને પ્રાપ્ત થયેલા મનુષ્ય પાછા સંસારમાં આવતા નથી, તે મારૂં પરમ ધામ છે. તેને (સ્વયં પ્રકાશમય પરમધામને)ન તો સૂર્ય ન તો ચંદ્રમા અથવા નતો અગ્નિ પણ પ્રકાશિત કરી શોક છે.

(શ્રી ભ. ગીતા. અ. ૧૫. શ્લોક ૬)

##  સ્વાધ્યાય 

ચંદન લાકડું પરદેશ ગયું તો લોકો તેને બળતણ સમજીને ચુલામાં ઓરી દીધાં. પરંતુ જેમ જેમ તે બળતું ગયું તેમ તેમ એમની સુગંધ પ્રસરતી ગઇ.

માણસ કિર્તી માટે દોટ મૂકતો રહયો છે. પણ તે ગુણવાન બનવા માટે પ્રયત્ન કરતો નથી. માન અને મોટાઇ વગર જેણે પોતાનું જીવન સત્કાર્યોમાં ઘસ્યું છે. તેનું જીવતર જ ચંદન જેવું બની જાય છે. તેના ગુણ કે યોગ્યતા છુપાયા છુપાતા નથી. માન મોભો કે કિર્તી તેના ચરણોમાં બેસે છે. સજ્જન કે સંત બનવા માટે કોઇ ગણવેશ પહેરવાની જરૂર નથી જીવનમાંજ સજ્જનતા લાવવી જોઇએ. વિશેષતા તો એ છે કે ચંદન, ફુલની સુગંધ પવનની વિરુદ્ધ દિશામાં જતી નથી જ્યારે સજ્જની સુવાસ તો ચારે દિશામાં ફેલાઈ જાય છે.

— સંત એકનાથ મહારાજ





# પ્રેરણા

ભગવાન,

હવે હું ઘરડો થયો છું ને જીવનને આરે આવ્યો છું
ત્યારે મને ખ્યાલ આવે છે કે
કેવાં ક્ષણિક સુખો અને વ્યર્થ ઇચ્છાઓમાં
મેં મારો સમયને જીવન શક્તિ ખર્ચી નાખ્યાં છે,
હવે મારા શરીરમાં પહેલા જેવું બળ નથી,
મારાં નેત્રો ઝાંખાં છે અને હાથપગ શિથિલ છે
મારે જે કરવું જોઇતું હતું તે મેં કર્યું નથી.
પણ હવે ખેદમાં ને ખેદમાં બાકીના દિવસ રાત
પૂરાં થઇ જાય, એવું મારે નથી કરવું.
લોકો કહે છે કે વૃધ્ધાવસ્થા બીજું બાળપણ છે.
બાળપણ એટલે વિકાસની અનંત શકયતાઓ
બાળપણ એટલે વિસ્મયોનો અનંત ઉઘાડ.
વૃધ્ધાવસ્થા એ કંઇ પુર્ણ વિરામ નથી,
હજી તો મારે બહુ વિકસવાનું છે,
એ માટે હવે જ કામ કરવાનો સમય મળ્યો છે.
અત્યારે હું જે–જે ભાવનાનાં બીજ વાવીશ,
તે આગલા જન્મે ઉગી નીકળવાનાં છે.
જવાબદારી, ચિંતા, ફરજમાંથી હવે હું મુકત છું.
હવે હું ફકત તમારા જ પ્રત્યે મીટ માંડું તો માંડી શકું
હાથપગ ભલે શિથિલ હોય ને નેત્રો ભલે ઝાંખાં હોય,
મારી કેદમાંથી બહાર નીકળી, હળવાશથી પાંખો ફફડાવી
હું વેગથી તમારા ભણી ઉડું તો ઉડી શકું.
હવે તો આપણા બેની જ ગોઠડી ચાલે તો ચાલે,
નહિ ભગવાન !

( પરમ સમીપેમાંથી )






# અખિલ બ્રહ્માંડમાં કચ્છના કડવા પાટીદારો કેટલા ?

કચ્છના નખત્રાણા, મથલ કે વિરાણી જેવા ગામમાં પાટીદારોની વસ્તી કેટલી તે અંગે ગામના સમાજના કોઈ સક્રીય સભ્યને પુછશો તો ફટ દઇને કહી દેશે કે અમારા ગામમાં પાટીદારોની વસ્તી આટલી ! અમદાવાદના ગીતામંદિર કે ઓઢવ પાટીદાર સમાજની વસ્તી અંગે પણ તમોને તરતજ જાણવા મળશે પરંતુ ભારતભરમાં પથરાયેલા કચ્છના કડવા પાટીદારોની કુલ વસ્તી કેટલી તે અંગે ભાગ્યે જ કોઇ ચોક્કસ આંકડા આપી શકે તેમ છે.

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજની રચના થઇ ત્યાર પછી અત્યાર સુધિમાં જ્ઞાતિની વ્યવસ્થિત ધોરણે વસ્તીગણત્રી થઈ જ નથી. વચ્ચેના સમયમાં યુવક સંઘ જેવી સંસ્થાઓએ આ દિશામાં સક્રીય પ્રયાસો હાથ ધર્યા હતા પરંતુ ગમે તે કારણસર સમાજ માટેની આ મહત્વની કામગીરી હજુ એકપણ વખત સંપૂર્ણ થઇ નથી તે આશ્ચર્ય સાથે દુઃખ ઉપજાવે તેવી નક્કર હકિકત છે.

અત્યારે કચ્છના કડવા પાટિદારોની એકંદર વસ્તી અંગે અંદાજ બાંધવો પણ ખુબ મુશ્કેલ છે. કારણ કચ્છના આપણા ભાઇઓ હવે કચ્છ સિવાય ગુજરાતના વિવિધ કંપાઓમા અને ભારતભરમાં ધંધાર્થે પથરાયેલા છે એટલે પાટીદારોની વસ્તી અંગે આપણને સાંભળવા મળતા આંકડા અડસટ્ઠે અંદાજેલા હોવાનુ જ જણાય છે. કોઈ આ આંકડો અઢી લાખનો જણાવે છે તો કોઇ વળી ત્રણથી સાડાત્રણ લાખનો અંદાજે છે !

કોઈ પણ જ્ઞાતીની વસ્તીના ચોક્કસ આંકડા જે તે સમાજ પાસે હોવા હાલના સમયમાં ખુબ જરુરી છે. સમાજના વિકાસની ભાવિ યોજનાઓના ઘડતરમાં અને અત્યારે તો રાજકીય ક્ષેત્રે આપણી સમાજનો દાવો મજબૂત કરવા માટે પણ આપણી પાસે જ્ઞાતીની વસ્તીના ચોક્કસ આંકડા હોવા જરૂરી છે. ભારતભરમાં અમારી આટલા લાખની વસ્તી છે તેવું સરકારને જણાવી સિંધીઓ

તેમની માંગણીઓ માટે દેશભરમાં 'અધિકાર યાત્રા' કાઢી રહયા છે તે શું સૂચવે છે ?

જો કે આપણી સમાજમાં કચ્છ અને બહાર પણ મોટાભાગની સ્થાનિક સમાજોએ વસ્તીગણત્રી અંગેની કાર્યવાહી કરેલી જ છે. હવે તો દરેક પરિવારો પણ તેમના સભ્યોની વસ્તીગણત્રી હાથ ધરી રહયા છે. મુંબઈ જેવા મહાનગરમાં પણ ત્યાંની સમાજે આ ભગીરથ કામગીરી અગાઉ વ્યવસ્થિત રીતે પુરી કરેલી જ છે. આ દરેકમાં એક નોંધપાત્ર પાસું એ જોવા મળે છે કે મોટાભાગે યુવકમંડળના મિત્રોએ જ આ કામગીરી હાથ ધરેલ છે.

૨૦મી ડિસેમ્બરે નખત્રાણા ખાતે મળેલ સમાજની અસાધારણ સામાન્ય સભામાં ઉપસ્થિત ઘણા વકતાઓએ પણ સમાજની વસ્તીગણત્રી થઇ શકેલ નથી તે બાબત ચિંતા વ્યકત કરી હવે વહેલી તકે પૂર્ણ કરવા પર ભાર મુકયો હતો. તે અંગે ઘણા બધા સુચનો પણ થયા હતાં પણ આ કામગીરી હાથ ધરવા માટે કોઈ નકકર નિર્ણય લઇ શકાયો નહોતો. ખરેખર તો સમાજના એપ્રિલમાં મળનારા અધિવેશન વખતે લોકોને વસ્તીગણત્રી અંગે સમજૂતી આપી ત્યાર પછી આ વિરાટ કામગીરી હાથ ધરાય તો સરળતા રહેશે.

કચ્છના દરેક નાના-મોટા ગામમાં યુવકમંડળો કે સ્થાનિક સમાજો કાર્યરત છે જ, એટલે વસ્તીગણત્રીના ફોર્મ ભરવાની કામગીરી માનીએ છીએ એટલી મુશ્કેલ નથી. પાટીદાર હોસ્ટેલમાં અભ્યાસ કરતા સિનીયર વિદ્યાર્થીઓની સેવા જો આ કામગીરીમાં લેવામાં આવે તો વસ્તીગણત્રીની કામગીરીમાં ઝડપ અને ચોકસાઇ પણ લાવી શકાશે ઉપરાંત વિદ્યાર્થીઓને નાની ઉંમરે જ સમાજસેવાના પાઠ શિખવા મળશે. કચ્છ બહાર કંપાઓમાં અને ભારતભરમાં સ્થાનિક સમાજનું નેટવર્ક એટલું મજબુત છે કે ભાગ્યે જ કોઇ મુશ્કેલી થાય તેમ છે.

પરંતુ ખરૂં કામ તો વસ્તીગણત્રીના ફોર્મ આવ્યા બાદ તેનું સંકલન કરવાનું છે. વસ્તીગણત્રીના પત્રકોની વિગત ત્યાર પછી પુસ્તકરૂપે પ્રગટ થાય કે ન થાય પણ તેની વિગતો કોમ્પ્યુટરમાં એકઠી કરી શકાય તે માટે વસ્તીગણત્રીના ફોર્મ પણ હવે કોમ્પ્યુટરાઈઝડ બનાવવા જોઇએ. શૈક્ષણિક, સામાજીક અને આર્થિક જેવા અનેકવિધ ક્ષેત્રે આપણો સમાજ અત્યારે કયાં ઉભો છે તેની ઝીણામાં ઝીણી વિગતોનું વિશ્લેષણ કોમ્પ્યુટર સિવાય શકય નથી. એટલે ફોર્મ બનાવતી વખતે આ બાબત ખાસ ધ્યાને લેવા જેવી છે.

સરકાર ગાય-બળદ, ઘોડા-ગધેડા જેવા પ્રાણીઓની વસ્તીગણત્રી પણ દર પાંચ વર્ષે નિયમીત કરે છે. આપણી સમાજનું માળખું તો ખુબ વ્યવસ્થિત રીતે ગોઠવાયેલું છે એટલે વસ્તીગણત્રી જેવા મહત્વના કાર્યમાં હવે વધુ વિલંબ સમાજને પાલવે તેમ નથી. દર ૧૦ વર્ષે સમાજની વસ્તીગણત્રી થવી જ જોઈએ. ૨૧મી સદીનો સૂર્યોદય થાય તે પહેલાં ૨૦મી સદીમાં કચ્છના કડવા પાટીદારો કેટલા હતા તેના આંકડા આપણી પાસે હોવા જ જોઇએ.



# નવી પેઢી : જૂની નજરે !

હરિલાલ પટેલ

પેઢી પછી પેઢી આવતી જાય અને દરેક પેઢીએ થોડું થોડું પરિવર્તન આવતું જાય છે. સામાન્ય પણે તમે કોઇ વડીલ-વૃદ્ધને આજના યુવાન વિશે વાત કરશો તો તરત જ મોઢું બગાડી કહેશે કે આજના છોકરાઓ અમારું માનતા નથી... અમારી વાત સાંભળતા નથી... આજની પેઢી નકામી છે... આળસુ છે... વગેરે, અને સામે પક્ષે યુવાન પાસે જાઓ તો તે પણ વિરોધી ભાસી વાતો વડીલો માટે ઉચ્ચારશે. આમ નવી અને જૂની પેઢી વચ્ચે અવિરત સંઘર્ષ ચાલ્યો જ આવે છે.

આ માત્ર આપણા સમાજમાં જ જોવા મળે છે એવું નથી, સમગ્ર માનવ સમાજમાં દરેક જગ્યાએ આવું જ જોવા મળે છે. આ સંઘર્ષને કારણે જે પૂર્વ ગ્રહો બંધાઇ ગયા છે તેને કારણે ઘણી વખત સામાન્ય બાબતોમાં પણ પ્રથમ મતભેદ અને પછી મનભેદ ઉભા થાય છે. વૈચારિક બાબતોમાં બે પેઢી વચ્ચેના મતભેદ કે સંઘર્ષને આપણે સમસ્ત માનવ સમાજનો છે તેમ માનીએ તો પણ આ સંઘર્ષ વ્યવહારિક બાબતોમાં ઉભો થાય છે ત્યારે તે ક્યારેક વિશેષ રૂપ ધારણ કરે છે અને અસામાન્ય અનર્થો સર્જે છે,

આજથી પચાસેક વર્ષ અગાઉનો સમય એવો હતો કે તે વખતે ખેતી જેવા ધંધા માટે સખત મહેનત કરવી પડતી. મહિનામાં જે દિવસ આરામનો હોય તે દિવસ પવિત્ર ગણાતો. મહિનામાં એક વખત બહેનોને માથું ધોવા મળતું એવો એ મજૂરીનો કાળ હતો. આજની જેમ હાલતેચાલતે તમે કોઇના મહેમાન ન બની શકો, અને બનો તો તમારા હાથમાં દાતરડું કે બળદની રાસ પકડાવી દે એવા યજમાન હતા !

આવા જમાનામાંથી પસાર થયેલા બાપા આજે જયારે ટાઢા પહોરમાં દિકરાને ઘરમાં ટી. વી. જોતો અને ગામમાં ફરતો જુએ ત્યારે તેને સહેજે દુ:ખ લાગે છે, વ્યથા થાય છે. અને આ વ્યથા જયારે વાણી પર આવી જાય છે ત્યારે તે ઘરમાં કલહ-કંકાસ પેદા કરે છે. અને આમ વારંવાર થવાથી બાપ-દિકરા વચ્ચે મતભેદ અને મનભેદ ઉભા થાય છે.

વડીલોએ જે દિવસો જોયા હતા તે સમય એવો હતો કે સવારના પોહ ફાટે તે પહેલાં તો બળદને કાંધે કોસની જોંસરી પડી જતી, અને ત્યારથી કીચૂડ... કીચૂડ કોસ મોડી સાંજ સુધી ચાલ્યા કરતો ત્યારે માંડ આઠ-દશ કયારા ભીના થતા ! ખેડ માટેના સાધનમાં એકમાત્ર બળદ, તે પણ આખો દિવસ પૂંછડા વાટો ત્યારે માંડ એકાદ એકરની જમીન ઉથલાવી શકે. આવા સંજોગોમાં નિરાંતનો શ્વાસ લેવાની તો તક જ ન મળતી.

આજના વિજ્ઞાન યુગમાં તો સબમર્શીબલ પંપ જેવા અદ્યતન મોટર પંપથી ચાર કલાકમાં તો ચાર વીઘા જમીનમાં પાણી પહોંચાડી દે છે. ટ્રેકટર અને જુદા જુદા ખેડ યંત્રોને કારણે જે કામ એક દિવસમાં પણ બળદથી ન થતું તે એક કલાકમાં થઇ જાય છે, આમ ઓછા સમયમાં કામ ઝડપી બન્યું હોઇ આજની પેઢીને સહેજે આરામ મળે જ. છતાં પણ બાપાની બાર એકર

જમીનમાં જે પાકતું તેના કરતાં અત્યારે ડબલ ઉત્પાદન છે. આવી સામાન્ય બાબતો પણ સમજાતી નથી ત્યારે સંઘર્ષ પેદા થાય છે અને વડીલોની એક જ ફરીયાદ રહે છે કે " છોકરા કામ કરતા નથી "

ઘરની અંદરની બાબતોમાં જોઇએ તો ચાર દશકા પહેલાંનો સમય એવો હતો કે ઘરની બહેનો સવારના ત્રણ વાગે ઉઠી, નહાવા-ધોવાનું તો ઠીક, ઉંધું-સમું દાતણ ખખડાવીનેઘરર...ઘરર...ઘંટીમાં મકાઇ અને જુવાર ભેડવા બેસી જતી. ઘમ્મર વલોણાંના ઘુઘવતા સૂરોમાં પરોવાઇ જતી. બાર ઇંચના ઘૂંઘટા તાણીને માથે બે-ત્રણ બેડલાં લઇ ગામથી ગાઉ છેટે કુવાથી પાણી ભરવું પડતું અને દિવસ ઉગે તે પહેલા તો આખા દિવસની ભોજન વ્યવસ્થા કરીને ખેતરે પહોંચી જતી.

આવી કઠણ જિંદગી જીવેલાં ૭૦-૮૦ વર્ષનાં માજી આજે તેમની વહુ-દિકરીને છ-સાત વાગે ઉઠતાં જુએ છે ત્યારે એમને એમ અકળાય જાય છે ! હકીકતમાં જોવા જઇએ તોઆજે બહેનો ત્રણ વાગે ઉઠીને કરે પણ શું ? બટન દબાવો એટલે અનાજ પીસાઇ જાય બટન દબાવો એટલે છાસ તૈયાર ! બટન ફેરવી દિવાસળી પેટાવો એટલે ગેસનો ચૂલો પ્રજવલિત ! પાણી તો સીધું નળ દ્વારા માટલામાંજ પડે !

આજની નવી પેઢીને ઓછા સમયમાં વધુ કામ કરવું પડે છે એટલે આધુનિક સવલતોનો ઉપયોગ કરે તેમાં ખોટું શુ છે ? પરંતુ નવા જમાના સાથે સુમેળ સાધી ન શકનારી જૂની પેઢી પોતાની અકળામણને વાણીનું સ્વરૂપ આપી ટક-ટક કરે છે. ત્યારે નવી પેઢીને પણ તેમના તરફ અણગમો પેદા થાય છે અને વડીલોની કોઇ પણ વાતને જૂની માની ફેંકી દેવામાં આવે છે. પરિણામે ઘરમા ખોટા કંકાસ ઉભા થાય છે.

આમ નવી અને જૂની પેઢી વચ્ચેના સંઘર્ષને કારણે બે પેઢી વચ્ચે જે મનભેદ ઉભા થાય છે તેને કારણે યુવાનો વડીલો પાસેનું અનુભવનું ભાથું મેળવી શકતા નથી અને વડીલો તેમના જકકી વલણને કારણે પોતાની બચેલી જિંદગીમાં અશાંતિ ઉભી કરે છે.

જૂની વાતો માત્ર જૂની છે તે માટે જ તેને છોડો નહીં, ફેંકો નહિં જૂની વાતો સારી હોય તો તેને આપનાવતા શીખો. તેમ નવી વાતો માત્ર નવીજ છે તે કારણે તેને સ્વીકારી નલો, નવી વાત સારી હોય તો તેને પણ અપનાવો. જો આવું થશેતો આ બે પેઢી વચ્ચેનો સંઘર્ષ ધીમે ધીમે સંધિમાં ફેરવાઇ જશે.



# દાંપત્ય જીવનમાં તીરાડ શા માટે ?

ભગવાન ધાણુ
મુકતાબેન ધાણુ

પતિ - પત્નીનો સંબંધ ખૂબજ સંવેદનશીલ હોય છે. તે પરસ્પર સમજણ, સહનશીલતા અને સુખદુઃખમાં ભાગીદાર બનીને નિભાવવો જોઇએ. રોજીંદાં જીવનની નાની નાની વાતોને કારણે આ સંબંધમાં તિરાડ પડે તે દાંપત્યજીવનમાં બરાબર નથી. સમય હંમેશા સરખો, સારો જ હોય તેમ બનતું નથી, એટલે દરેક પરિસ્થિતિમાં સમભાવ રાખીને શાંતિ અને ધીરજથી મુશ્કેલીઓનો સામનો કરવો જોઇએ.

પરંતુ આપણે જોઇએ છીએ કે સમાજમાં ઘણી વખત અમુક લોકો પોતાના તુચ્છ અહંમને પોષવા ખાતર કોઇના જીવનમાં કડવાશ ફેલાવતા હોય છે અને દામ્પત્ય જીવનમાં તીરાડ પાડતા હોય છે. આ સમજદારી ન કહેવાય. આને કારણે દામ્પત્યજીવન તુટી જાય છે, સંધાતુ નથી.

આપણી સમાજનો જ એક કિસ્સો જોઇએ. એક બહેને પોતાના પતિ વિરૂદ્ધ ચાર વર્ષના લાંબા ગાળા બાદ ભરણપોષણનો હક દાવો માંડયો. આ કિસ્સો સમાજના પંચ પાસે આવ્યો, ત્યારે પંચો પણ દંગ થઇ ગયા ! પત્નીનું કહેવું એમ હતું કે તે પોતાના પતિની સાથે જઇને રહેવા માટે તૈયાર છે, સામે પતિનો જવાબ પણ એવોજ હતો કે તે પણ પોતાની પત્નીને રાખવા માટે તૈયાર છે ! તો પછી આ વિવાદ કયા કારણે હતો ?

સમાજના પંચે પતિ-પત્નીના વડીલો પાસેથી આનું કારણ જાણવા ઇચ્છયું ત્યારે પત્નીના પિતાએ કહયું કે તે પોતાની દિકરીને મોકલવા માટે તૈયાર છે. પણ શરત એટલી છે કે તેનો પતિ આવીને તેને તેડી જાય ! બીજી બાજુ પતિના પિતાનું કહેવાનું એમ હતુ કે તે પોતાની પુત્રવધુને પોતાને ત્યાં રાખવા તૈયાર છે પણ શરત માત્ર એટલીજ છે કે તે જાતે પોતાના પતિના ઘરે ચાલી આવે ! બંનેમાંથી કોઇ પણ પોતાની જાતે એકબીજાની પાસે જવા માટે તૈયાર ન હતું !

સમાજનો પંચ સમજી ગયો કે વિવાદમાં કંઈ દમ નથી ! માત્ર બંનેના વડિલોના મિથ્યા અહંની તૃષ્ટિનો હતો. તેથી પંચે જણાવ્યું કે કોઇએ એકબીજાના ઘરે જવાની જરુર નથી ! પતિ-પત્ની બંને પોતપોતાને ઘેરથી પંચ સમક્ષ આવી જાય. અહીંથી બંનેને એક સાથે ભેગાં કરી દેવામાં આવશે અને એમજ થયું. ચાર વર્ષથી ચાલતો વિવાદ ક્ષણમાત્રમાં સમાપ્ત થઇ ગયો. પંચે બંનેને ભેગાં તો કરી દીધાં પણ તેમનુ ચાર વર્ષનું મૂલ્યવાન દાંમ્પત્યજીવન તેમને કોઇ પાછું અપાવી શકે તેમ ન હતું.

પતિ-પત્નીના ગમા - અણગમા અને જુદા સ્વભાવ પણ ઘણી વખત દાંપત્યજીવનમાં કડવાશ જન્માવે છે. રોજિંદા જીવનમાં એવાં અનેક કાર્યો હોય છે, જે પતિને ગમે છે પણ પત્નીને ગમતાં હોતાં નથી. આથી બંનેમાં નાની નાની બાબતોમાં કચ-કચ થાય તે સ્વભાવિક છે, પણ કયારેક આવી નાની નાની વાતોમાં પણ દાંપત્યજીવન તુટી જતાં હોય છે.

ઘણી વખત એવુ બનતું હોય છે કે પત્નીને પોતાના પતિ સાથેજ રહેવું ગમતું હોય છે પણ સંજોગોને કારણે પતિ તેના ધંધાના સ્થળે પત્નીને લઇ જવા અસમર્થ

હોવાને કારણે સાથે રહેવાની બાબતે તકરાર ચાલ્યા કરતી હોય છે. આપણી સમાજમાં તો આવા કિસ્સા ઘણા જોવા મળે છે કારણ પતિ-પત્ની બંને એકબીજાથી અલગ રહેતા હોય, રહેવું પડતું હોય તેવા સંજોગો આપણા સમાજમાં વધારે પડતા છે.

લાંબા સમય સુધી પતિ-પત્ની એક બીજાથી અલગ રહે એ દરમ્યાન તેમનો કોઈ અન્ય વ્યકિત સાથે અનૈતિક સંબંધ બંધાઇ જાય અથવા એકબીજા પ્રત્યે ઉદાસીન રહે એ બાબત પણ દાંપત્યજીવનમાં કડવાશ જન્માવે છે. ઘણીવાર એવું બને છે કે, પત્ની પોતાના પતિને વશ કરવા માટે તેમજ ખુશ કરવા માટે તાવીજ કે દોરાધાગાનો સહારો લે છે. પરંતુ આના પરિણામ મહદઅંશે પ્રતિકુળ જ આવે છે, અને દાંપત્યજીવનમાં સુખ સમૃદ્ધિ આવવાને બદલે શૂન્યવકાશ છવાઇ જાય છે.

પતિ પત્નીમાં પોષાતી ગર્વની અથવા લઘુતાગ્રંથીની ભાવના પણ દાંપત્ય જીવનમાં ભંગાણનું કારણ બની જાય છે. આવું ઘણીવાર કજોડામાં બને છે. જેમાં પતિ પત્ની બંનેમાંથી કોઇ એક ખૂબ વધારે શિક્ષિત હોય અથવા બંનેની ઉંમરમાં જરૂર કરતાં વધારે અંતર હોય. તેમાં મોટાઇ રાખનાર પક્ષ નબળા પક્ષમાં હીનભાવના વિકસે છે અને અહીંથી જ દાંપત્યજીવનમાં ગરબડ શરૂ થાય છે.

કુટુંબની આર્થિક બાબત પણ ઘણીવાર કંકાસનું કારણ બની જાય છે. પતિ જયારે પોતાની મર્યાદિત આવકમાંથી પત્ની તેમજ કુટુંબની આવશ્યકતાઓ તેમજ ઈચ્છાઓ પુરી કરી શકતો નથી ત્યારે બંનેમાં કંકાસ શરુ થાય છે અને બંને એકબીજા મોં ફેરવી લે છે. તેઓ એ બાબત સમજવાને પ્રયત્ન નથી કરતો કે ઓછી આવક હોય તો પણ હસતા મુખે જીવી શકાય છે.

તૂટતા દાંપત્યજીવનનું એક અન્ય કારણ એ પણ જોવા મળ્યું છે કે આજકાલ લગ્ન પછી મહદઅંશે પત્ની એમ ઇચ્છે કે તેનો પતિ પોતાના માતાપિતાથી જુદો રહે અને અલગ ઘર વસાવે. જયારે પતિની એટલી હેસિયત હોતી નથી કે તે પોતાના બળ પર અલગ ઘર કરે કે ઉભો રહે. ઘરમાં બીજા કોઈ ભાઇઓ ન હોય તો માતા-પિતાની જવાબદારીમાંથી પણ તે કઇ રીતે છટકી શકે ? ઘણી પત્નીઓ આ સમજતી ન હોવાને કારણે અલગ રહેવાની ખટપટમાં જ જીંદગી જીવવાની મજા ગુમાવી બેસે છે ! આવાં બીજા પણ ઘણા કારણો હોઈ શકે છે જેના કારણે દાંપત્યમાં ભંગાણ પડી શકે છે, આ બધી બાબતો પર કાબુ મેળવવો જરૂરી છે. સુખી દાંપત્યજીવન જીવવું એ કળા છે, ત્યાગ છે, તપસ્યા છે, સાધના અને આરાધના છે ! નાની નાની વાતોની પાછળ તેમાં કડવાશનુ ઝેર ઘોળવું એ સમજદારી તો નથી જ.

પ્રસન્ન દાંપત્યના પરમ સુખની પ્રાપ્તિ માટે પતિ-પત્ની બંનેએ સજાગપણે પ્રયત્નશીલ રહેવું જોઇએ. એ ઉપરાંત એકબીજા માટે પ્રેમ, સહનશકિત, ત્યાગ, શાંતિ વગેરે બાબતોનું ધ્યાન રાખવાથી આપમેળે દાંપત્યમાં મીઠાસ આવી જશે. તમે પ્રયત્ન કરી જો જો... જરૂર સફળતા મળશે.

---

જીયાપર, તા. નખત્રાણા (કચ્છ).



કહેવત કથા

# શેઠની શિખામણ ઝાંપા સુધી

દરેક કહેવતની પાછળ કોઇ કથા કે ઈતિહાસ પડેલાં જોવા મળે છે. રસ અને આનંદ આવે તેવી અનેક ગુજરાતી કહેવતો પ્રચલિત છે. "શેઠની શિખામણ ઝાંપા સુધી" આ કહેવતમાં બોધ આપવામાં આવ્યો છે કે વ્યવહાર અને વર્તનમાં પોતાની અક્કલ હોશિયારીનો ઉપયોગ કરવો. આ કહેવતનું કથાનક આ પ્રમાણે છે.

અમદાવાદના એક શાહુકારે પોતાના મુનીમને દિલ્હી મુકામે હીરા મોતી અને ઝવેરાતનો માલ લેવા મોકલ્યો. મુનીમને વળાવતી વખતે શેઠે ખરીદી બાબત અનેક પ્રકારની શિખામણ આપી. મુનીમને કહ્યુ કે "હીરા લેવા તો એબ વગરના લેવા. પાનાં માણેક લેવાં તો રંગદાર અને રેસા વિનાના લેવાં." વગેરે વગેરે, શેઠે મુનીમને ફરી પાછી શિખામણ આપી કે મારી સુચનાનો અમલ કરજે." વખતો વખત શેઠ દ્વારા અપાતી શિખામણને કારણે મુનીમ અકળાયો અને બોલ્યો : "શેઠની શિખામણ ઝાંપા સુધી",

પોતાના મુનીમના આ શબ્દ સાંભળી શેઠને ઘણો ગુસ્સો આવ્યો. મુનીમનો કાંટો કાઢવા માટે એમણે યુક્તિ કરી. એક બીજા નોકરને મુનીમની પાછળ દોડાવ્યો અને દિલ્હીના બાદશાહને એક નજરાણું ભેટ ધરવા એક પોટલી મોકલી. આ પોટલીમાં વાળ હતા. પરંતુ પોટલીને એવી રીતે શણગારવામાં આવી હતી કે એમાં કોઇ અત્યંત કીમતી વસ્તુ મુકવામાં આવી છે એમ જોનારને લાગે. પેલો મુનીમ દિલ્હી પહોંચ્યો અને દીવાનને મળીને બાદશાહને મળવાનો સમય નક્કી કરી લીધો.

નિર્ધારીત સમયે એ પોટલી સાથે દરબારમાં આવ્યો અને બાદશાહને પોતાના શેઠે મોકલાવેલ ભેટનું નઝરાણું ધર્યું. બાદશાહે જયારે પોટલી ખોલાવી તો અંદરથી વાળ નીકળ્યા. બાદશાહ અને એના દરબારીઓના ગુસ્સાનો પાર રહ્યો નહિં. બાદશાહે પોતાની મશ્કરી થાય તેવી ભેટ લઇ આવવા માટે મુનીમને દેહાંતદંડની સજા કરી.

મુનીમ ઘણો બુધ્ધિશાળી અને હોશિયાર હતો. એણે સિપાઇઓને વિનંતી કરી કે "મરતાં અગાઉ મારે બાદશાહની સમક્ષ મારા મનની વાત કહેવી છે. તેથી મને એમની પાસે લઈ જાઓ." મુનીમને બાદશાહ પાસે લઇ જવામાં આવ્યો. મુનીમે બાદશાહની કુરનિસ બજાવી અને વિનંતી કરતો બોલ્યો : "આપનો હુકમ હું માથે ચડાવું છું. આપનું અપમાન કરવાનો મારો કે મારા શેઠનો કોઇ આશય ન હતો. મારી પોટલીના વાળ મને પાછા આપો. આ વાળનો અર્ધો ભાગ મરતી વખતે મારી છાતી પર મૂકીશ અને બાકીનો ભાગ મારા શેઠ જાણે નહિં એ રીતે મારા દીકરાને મોકલી આપીશ."

બાદશાહને મનમાં થયું કે 'વાળની પાછળ કંઇક રહસ્ય હોવું જોઇએ.' આ બાબતે એણે મુનીમને ખુલાસો કરવા જણાવ્યું. મુનીમે વિનમ્રતાથી કહ્યું કે "બાદશાહ આપના ખજાનામાં હીરા, માણેક, પન્ના અને અન્ય ઝવેરાતની કોઇ ખોટ નથી, પરંતુ એમાં વધારો થાય એ માટે મારા શેઠે આ કીમતી ભેટ આપને મોકલી છે. વાત

એમ બનેલી કે મારા શેઠ રેવતાચલ ગિરનારની યાત્રાએ ગયેલા અને ત્યાંની ગુફાઓ અને વનમાં રહેતા તપસ્વી યોગીઓને મળેલા. આ યોગીઓએ શેઠની સેવાથી ખુશ થઇ એમના ગુરૂઓના વાળની પ્રસાદી આપેલી. ઘરમાં તપસ્વી ગુરૂઓના વાળ આવવાથી શેઠની સમૃધ્ધિમાં ઘણો વધારો થયો. અમારા શેઠને આપની સમૃધ્ધિનો વિચાર આવ્યો. તેથી આ વાળનું નજરાણું આપને મોકલાવ્યું. આપના ખજાનામાં આ પવિત્ર વાળ રાખવાથી આપની સમૃધ્ધિમાં ઘણો વધારો થશે. મારા શેઠે આ પોટલીનો એક પણ વાળ બીજા કોઇનેય ન આપવાની અને એનું કાળજીપૂર્વક જતન કરીને કેવળ આપને જ નજરાણા તરીકે આદરપૂર્વક ભેટ ધરવાની આજ્ઞા કરી હતી.”

મુનીમની આ વાત સાંભળી બાદશાહ અને એના દરબારીઓ ખુશ થઈ ગયા. મુનીમને દેહાંતદંડની સજામાંથી મુકિત આપવામાં આવી, એટલુંજ નહિ, પણ એને દશહજાર રુપિયાની ભેટ આપવામાં આવી અને બાદશાહના શેઠ માટે દિલ્હીથી જે કંઇ માલ લઇ જાય તેના પર જકાત લેવી નહિ એવું ફરમાન કાઢયું. મુનીમ શેઠની સૂચના પ્રમાણે માલ લઇને હેમખેમ અમદાવાદ પહોંચ્યો. મુનીમ પાસેથી શેઠે બધી વિગતો મેળવી અને એની અક્કલ-હોશિયારીથી પ્રસન્ન થઇ બોલ્યા. “તમારા જેવા મુનીમ માટે સાચું છે. શેઠની શિખામણ ઝાંપા સુધી”



એટેન્સન પ્લીઝ !

# તમે કોઈને બોલાવવા જાવ છો ? તો જરા આટલું ધ્યાનથી વાંચો !

ડૉ. શાન્તિલાલ સંઘાણી M.B.B.S.

બિમાર વ્યકિતને જોવા જવું કે મળવા જવું એ પણ એક કળા છે. બિમાર વ્યકિતને મળવા જવા પાછળનો ઉદ્દેશ એ હોય છે કે તે દુઃખમાં એકલો નથી, બીજા બધા પણ તેની સાથે છે. અને વ્યકિત જલ્દીથી સાજો થઈ જાય એવી શુભભાવના રહેલી હોય છે. પરંતુ ઘણા લોકો દર્દીને બોલાવવા જતી વખતે એવું વર્તન કરતા હોય છે કે દર્દી અને તેના કુટુંબીજનોને પરેશાનીમાં મુકાઇ જવું પડતું હોય છે.

આજના જમાનામાં તો દર્દીની ખબર લેવાનો રીવાજ પણ ખુબ વધી ગયો છે. કોઇ જરા સરખું માંદુ પડે તો પણ તે સમાચાર વાયુવેગે સગાં-સંબંધીઓ, મિત્રો, સ્નેહીઓ, ઓફિસ સ્ટાફ પાસે પહોંચે એટલે બધા તેના ઘરે કે હોસ્પિટલે દર્દીની ખબર લેવા ઉમટી પડે છે. આમાં ઘણા લોકો તો વિવેક-ભાન પણ રાખતા નથી અને દર્દીની મુસીબતમાં વધારો કરવાનું જ કામ કરતા હોય છે.

દરદી દરદમાંથી મુકત થવા દવાખાને દાખલ થાય છે છતાં તેને જરા સરખો પણ આરામ આપવાને બદલે તેની ખબર લેવા જવાવાળાઓ તેને એકના એક પ્રશ્નો પુછીને કંટાળો આપે છે. દરદીએ તો શકય તેટલું મૌન જાળવવું જોઇએ તેને બદલે મુલાકાતીઓ તેના દર્દ અંગે પ્રશ્ન પુછી-પુછીને દરદ ઉપરાંત માથુ પકવી દેતા હોય છે ! દરદી આખો દિવસ બોલ્યા કરે એ દરદ મટાડવા માટે સારું નથી.

દરદીની ખબર લેવાના પ્રસંગે, તે વધુ હેરાન પરેશાન ન થાય તે ખબર લેનારે જોવું જોઇએ. બીનજરૂરી પ્રશ્નોતરી કરવી, પોતાને પુરતો ખ્યાલ ન હોય છતાં કોઈપણ દરદ અંગે અધકચરી સલાહ આપવી, લાંબો સમય બેસી રહેવું, વળી ચા બીડી પીધાં કરવા તે કેટલે દરજ્જે યોગ્ય છે ? આગંતુકોની અધકચરી સલાહ સાંભળી તેનો અમલ કરવાથી પણ દરદીઓ કેટલીક વખત મુસીબતમાં મુકાઈ જતા હોય છે.

જયારે તમે દર્દીને ઘરે અથવા હોસ્પિટલમાં તેની ખબર લેવા જાવ ત્યારે તેના પરિવારજનો તરફથી સત્કાર, માન-સન્માનની અપેક્ષા રાખશો નહીં. કારણ કે પોતાના સ્વજનની બીમારીથી કુટુંબીજનો એટલા બધા અકળાયેલા અને પરેશાન હોય છે કે તમારો સત્કાર કરવાનું પણ તેઓને ધ્યાન રહેતું નથી. તેવા સમયે તેમની પાસે આવકારની અપેક્ષા રાખીને તેમને વધુ પરેશાનીમાં મૂકશો નહીં.

જયારે તમે બિમાર વ્યકિતને મળવા કોઈ દવાખાને જાવ ત્યારે સાથે નાનાં બાળકોને લઇ જશો નહીં. કારણ કે બાળકો રમતિયાળ સ્વભાવના હોવાથી, હોસ્પિટલમાં પણ ધીંગામસ્તી કરવા લાગશે, જેથી તમારૂં ધ્યાન પણ તેની તરફ ખેંચાશે અને તમે શાંતિથી દર્દીને મળી શકશો નહીં. બીજા દર્દીઓના આરામમાં પણ વિક્ષેપ પડશે.

ચંદ્રિકા ડી. દાભાણી

હોસ્પિટલમાં ચેપી રોગથી પીડાતી વ્યકિતઓ પણ દાખલ હોય છે અને બાળકોને કોઇપણ રોગનો ચેપ લાગી જવાનો ભય પણ રહે છે.

કમળો, પક્ષઘાત, હૃદયરોગની બિમારી, કેન્સર, ડાયાબીટીઝ, ઝેરી-મેલેરિયા વગેરે રોગના દર્દીઓને મહેરબાની કરીને ખોટી સલાહ કે ભાષણ આપવાનું ટાળશો. ઘણા લોકોને વાત-વાતમાં સલાહ સુચન આપવાની અને પોતાનું "જ્ઞાન" પ્રદર્શિત કરવાની બૂરી આદત હોયં છે "કમળામાંથી કમળી થઇ જશે તો બચવું મુશ્કેલ થઇ જશે" કે 'આ ડાયાબીટીશ જાય એવો નથી' જેવા વાકયો જો દર્દી સાંભળે તો તે સાજો થવાની હિંમત પણ હારી જ જાયને ?

ફલાણા ડોકટર આ રોગ વિશે ખુબજ સારી જાણકારી ધરાવે છે ! તેને ત્યાં ગયેલા બધા દરદીઓ જલ્દી સાજા થઇ જતા હોય છે, તમે પણ ત્યાં જ ગયા હોત તો આટલા દિવસ પીડાવું ન પડત... જેવી વાતો દ્વારા લોકો દર્દી અને તેના સગાં-સંબંધીઓને શંકાશીલ બનાવે છે. તેઓ પોતાને મળતી સારવાર વિશે શંકાશીલ થાય છે. તેમનાં મનમાં મૂંઝવણ ઉભી થાય છે. મન ડગુમગુ થવા માંડે છે. ડોકટર અને તેની ટ્રીટમેન્ટમાં શંકા જવા લાગે છે. પરિણામે દર્દીને ફાયદો થતો નથી, અને દર્દી શારીરિક અને માનસિક રીતે પડી ભાંગે છે. માટે દર્દીને તેને મળતી ચિકિત્સા વિશે કયારેય શંકાશીલ બનાવશો નહિ.

રોગી હમેશાં દવાથી જ સારો થતો નથી. પરંતુ તેનામાં જીવન પ્રત્યે આશા જાગે, અભિરૂચિ થાય એ ખૂબ જ અગત્યનું છે. અને તેવી ઇચ્છા જાગૃત કરવી એ આપણું કર્તવ્ય છે. એટલા માટે દર્દી આગળ એવી રીતે આપણી જાતને રજૂ કરવી જોઇએ જેથી તેને તમને મળીને આનંદ થાય અને એવો વાર્તાલાપ કરવો જોઇએ કે જેથી તેની જીવન પ્રત્યેની રૂચિ વધે. જો તમારી એવી ભાવના હોય કે રોગી જલ્દી સારો થઈ જાય તો તેનું મનોબળ વધારવું જોઇએ. જે દવાથી પણ વધુ ફાયદાકારક છે.

નીચેની બાબતો દર્દીની ખબર કાઢવા જનારે ફરી એક વખત ધ્યાનમાં લેવી જોઇએ.

* દર્દી પાસે લાંબો સમય બેસી રહેવું નહિ.
* જોર-શોરથી બરાડાં પાડીને વાતો કરવી નહીં.
* દર્દીની હાલત અંગે દર્દીને પુછવા કરતાં તેના સંબંધી પાસેથી જાણકારી મેળવી લેવી.
* 'ડોકટર'ની જેમ દરદ અંગે સલાહ નહી આપવી જોઇએ.
* દર્દીની હાલત અંગે ગામમાં વાત વધારીને કહેવાથી તેની ખબર લેવા-વાળાને નાહકની ચિંતા થશે અને ધકકો થશે.
* ટાઇમ પાસ કરવા માટે બોલાવવાના બહાને દરદી પાસે લાંબો સમય બેસી રહેવું નહીં.

જો તમે રોગીના સાચા શુભચિંતક હો તો આ બાબતોનું ધ્યાન જરૂરથી રાખશો અને તમે અનુભવશો કે દર્દી ઝડપથી સારો થઈ રહયો છે !

સેંઘાણી હોસ્પિટલ, સુપર માર્કેટ,
નખત્રાણા (કચ્છ)



# 卐 ધર્મો રક્ષતિ રક્ષિત: 卐

'ધર્મો રક્ષતિ રક્ષિત:' ધર્મ સહુનો રખેવાળ છે. ધર્મ સહુનો પરમ આધાર છે. ધર્મ જ સહુને બચાવનાર છે, પણ 'સબૂર' ધર્મ તેનેજ બચાવી શકે છે કે જેણે પોતાના હૈયે ધર્મને બચાવ્યો હોય. જેનું હૈયું ધર્મ વિહોણું હોય એવા લીકાને ધર્મ કોઇ રીતે બચાવી શકતો નથી. તમે તમારા કાળજામાં ધર્મને બચાવો! જ્યારે જરૂર પડશે ત્યારે ધર્મ તમને અચૂક બચાવશે. સાચા દિલથી કરેલો ધર્મ કદાપિ નિષ્ફળ જતો નથી. ભલે પછી એ સાવ નાનકડો ધર્મ હોય પણ દિલની લગનથી કરેલો હશે તો તે તેનો ચમત્કાર આપશે જ!

ટીબેટમાં એક વાર્તા પ્રસિધ્ધ છે. એક ચોરે આખા નગરમાં હાહાકાર મચાવી દીધેલો. રાજાએ તેને પકડવા માટે સી. આઇ. ડી. ને કામ સોંપેલું. એક રાતે આ ચોર ચોરી કરવા નીકળ્યો હતો. રસ્તામાં તેને ખૂબ ભૂખ લાગી. તેથી તેણે આસપાસમાં નજર કરી, સામે એક ઝુંપડી દેખાઇ. તે ઝુંપડી તરફ ધસી ગયો. અંદર કોઇ જાગતું નથી ને! એ તપાસવા એણે કાન માંડયા, તો અંદર ખાટલે સૂતેલી વહુ કણસી રહી હતી અને પોતાની સાસુને વહુ કહેતી હતી કે બા! કંઇક તો ખાવાનું આપ! મને કકડીને ભૂખ લાગી છે. મેં આઠ મહિના તો ખેંચી કાઢયા પણ આ નવમો મહિનો તો મને બહુ વસમો લાગે છે. મારી વેદનાનો કોઇ પાર નથી. બા! મહેરબાની કર અને કંઇક ખાવાનું આપ!

બેટા વહુ! તારી વાત સાચી છે. હાલ તું બેજીવાત છે. માટે તને ભૂખ વધારે લાગે પણ બેટા! ઘરમાં અન્નનો દાણોય નથી. ડબ્બામાં લોટનું નામ નથી. તને શું આપું?

બા! ડબ્બામાં ભલે વધારે આટો ન હોય પણ ડબ્બાના પતરાને વળગેલો અને ખૂણે ભરાયેલો થોડો લોટ નીકળશે, તું ડબ્બો ખંખેર અને જે કંઇ ચમચી આટો નીકળે તે મને ફાકવા આપ. ભૂખથી રીબાઇ રહેલી પુત્રવધુના શબ્દો સાંભળીને સાસુએ કહ્યું કે, બેટા! તું નાહકની જીદ કરે છે. ત્રણ દિવસ પહેલા મેં તને જે એક કપ રાબ પીવડાવી હતી તે લોટનો ડબ્બો ધોઇને બનાવી હતી. ડબ્બો ત્રણ દિવસ પહેલાં ગરમ પાણીથી ધોવાઇ ગયો છે. હવે અંદરથી કશું નીકળે તેમ નથી. તું ડાહી થા અને વલખા મારવાના બંધ કર અને ભગવાનનું નામ લઇને સુઈ જા હવે તો ઉપરવાળો જ માત્ર આધાર છે, આખી દુનિયાનો રાખણહાર છે, તું તેના નામનો જપ કર.

પેટ ભરવા માટે કુટીરની પછી તે ઉભેલા ચોરે સાસુ-વહુનો આખો સંવાદ સાંભળ્યો. એનું દિલ દ્રવી ઉઠયું એ ઝાલ્યો રહી ન શકયો. ભૂખ્યા માટે સીધો કંદોઇની દુકાને પહોંચી ગયો રાત્રે દુકાનનું તાળુ તોડીને મીઠાઇના થાળ ઉઠાવી લીધા. પેલા ઝુંપડાની ઘાસની દીવાલમાં બાકોરૂં પાડીને મીઠાઇના થાળ અંદર સપ્લાય કરી દીધા. કશુંય બોલ્યા વિના પોતે ચૂપચાપ ત્યાંથી નીકળી ગયો.

સવાર પડીને પહેલાં સાસુ જાગી એણે મીઠાઇના થાળ જોયા અને વહુને જગાડી બેટા! વહુ ઉઠ! જો આ ભગવાનની કમાલ! તે રાત્રે તેનું નામ લીધું તો સવારે તારૂં ઘર ભરાઇ ગયું. આખો નવમો મહિનો ચાલે એટલી મીઠાઇ ઉપરવાળાએ રવાના કરી. લે બેટા! પેટ ભરીને ખા!

વહુએ પ્રેમથી મીઠાઇ આરોગી અને અને પેટમાં લાગેલી કારમી હુતાશણી ઠારી, પણ સવાર પડતાંની સાથે જ પેલો ચોર એકાએક પકડાઇ ગયો. સૈનિકોએ રાજાને સમાચાર આપ્યા. રાજાએ ખુશ થઇને આખા

નગરમાં ઢંઢેરો પીટાવ્યો કે આખા નગરને રંજાડનારો ચોર પકડાયો છે. તેને બપોરે બે વાગે ફાંસી આપવામાં આવશે. ખરે બપોરે ભરતડકે જયારે ચોરને ફાંસીને માંચડે લઇ જવાનો હતો ત્યારે એક તરફ રાજા અને એક તરફ ચોર ચાલતા હતા. ભયંકર તાપ વચ્ચે એક નાનકડી વાદળી આકાશમાં ધસી આવેલી જે ચોરના માથે છાયો ધરતી હતી. રાજાને થયું કે આ બદમાશને છાયો મળે અને મારે તડકો વેઠવાનો ? એણે ચોરને હડસેલો માર્યો અને ચોરની જગ્યાએ રાજા પોતે આવી ગયો પણ નીચેથી જેવો ચોર ખસ્યો કે તરતજ ઉપર વાદળ પણ ખસી ગયું અને ફરી પાછું બરાબર ચોરના માથે ગોઠવાઇ ગયું. જેટલી વાર રાજાએ ચોરને ખસેડયો એટલી વાર ઉપરનું વાદળ પણ ખસતું જ રહયું. રાજાને આમાં કંઈક ચમત્કાર લાગ્યો. એણે નગરના ધર્માચાર્યોને ભેગા કરીને આ કોયડાનો જવાબ માંગ્યો.

ધર્માચાર્યોએ જણાવ્યું કે આ માણસે આખી જીંદગી ભલે ચોરીઓ કરી હોય પણ આજકાલમાં તેણે કોઇ મોટો ઉત્કૃષ્ટ ધર્મ કર્યો હોવો જોઈએ. હૃદયના સાચા ભાવથી જો નાનો પણ ધર્મ કર્યો હોયતો આવો ચમત્કાર સર્જાય છે. રાજા ચોરને પૂછે છે કે તેણે કંઇ ધર્મ કાર્ય કર્યું છે ? પેલા ચોરની આંખમાં આંસુ આવી ગયા. રડતી આંખે તેણે રાત્રે કરેલા કરૂણાધર્મની કહાણી કહી સંભળાવી, સાંભળીને બધા સ્તબ્ધ થઇ ગયા. રાજાએ આવા ધર્મી માણસની ફાંસી મુલત્વી રાખી અને રાજયમંત્રી તરીકે નિયુકત કર્યો. જીવનમાં કરેલા એકજ નાનકડા ધર્મે ચોરનું આખું ચકકર ફેરવી નાખ્યું.





## વાચકોના પત્રો

પાટીદાર સૌરભના વાચકોને સમાજ અને વિવિધ વિષય અંગેના તેમના વિચારોને લખી મોકલવા આમંત્રણ છે. છાપવા લાયક લખાણો ક્રમાનુસાર પ્રસિધ્ધ કરવામાં આવશે. ટૂંકા, મૌલિક અને મુદ્દાસરના લખાણોને જ અગ્રતા આપવામાં આવશે.

– તંત્રી

## ગ્રાહકોને

લવાજમની રકમ મનીઓર્ડરથી મોકલતી વખતે મનીઓર્ડર ફોર્મના પાછળના કુપનમાં પુરું નામ, સરનામું, પોસ્ટનો પીનકોડ નંબર લખીને જ મનીઓર્ડર કરો, જેથી વ્યવસ્થામાં સગવડતા પડે. નામ તથા સરનામા મનીઓર્ડર કુપનમાં બરાબર ન લખવાથી વ્યવસ્થામાં વિલંબ થશે.

આરોગ્ય જગત

# ચમત્કારિક ઈલાજ : "પાણી પ્રયોગ"

નવી અને જુની જીવલેણ બીમારીઓ માટે એક બહુજ સરળ અને સાદી પધ્ધતિ છે. જેને આપણે 'પાણી પ્રયોગ'નું નામ આપીશું 'પાણી પ્રયોગ' નામનો એક લેખ જાપાનીઝ સિકનેસ એસોશીએશન તરફથી પ્રગટ થયેલ છે જેમાંએ બતાવવામાં આવ્યું છે કે 'પાણી પ્રયોગ' કરવાથી અનેક જુની અને નવી જીવલેણ બીમારીઓ મટી શકે છે.

પાણી પીવાની રીત :-

વહેલી સવારે ઉઠીને મોઢું ધોયા વગર કે બ્રશ કર્યા વગર ૧. ૨૬૦ કિ. ગ્રા.= ૪ મોટા ગ્લાસ એક સાથે પાણી પી જવું. તે પછી ૪૫ મિનિટ સુધી કંઇ પણ ખાવું પીવું નહિ. પાણી પીધા પછી બ્રશ કરીને મોં ધોઇ શકાય. આ પ્રયોગ ચાલુ કર્યા પછી સવારે નાસ્તા પછી અને બપોરે અને રાત્રે જમ્યા પછી બે કલાક બાદ પાણી પીવું. અને રાત્રે સુતા પહેલાં કંઈ પણ ખાવું નહીં.

બીમાર અથવા ખુબજ નાજુક પ્રકૃતિના માણસે એક સાથે ૪ ગ્લાસ ન પી શકે તેમને સલાહ આપવામાં આવે છે કે તેઓ પહેલાં એક અથવા બે ગ્લાસથી શરૂ કરે અને પછી ધીરે ધીરે એક ગ્લાસ વધારી ચાર ગ્લાસ પર આવી જાય. અચ ચાર ગ્લાસ નિયમિત પીવાનું ચાલુ રાખવું. ખરી વાત એ છે કે બીમાર અથવા તંદુરસ્ત બધાએ આ પ્રયોગ અજમાવવા જેવો છે, બીમારને એટલા માટે કે તેથી તેને તંદુરસ્તી સાંપડશે અને તંદુરસ્ત માણસ આ પ્રયોગ કરશે તો તે કદી બીમાર નહીં પડે. અનુભવો અને પરીક્ષણો પરથી જણાયું છે કે આ પ્રયોગથી નીચે જણાવેલી બીમારીઓ નીચે જણાવેલી મુદત દરમ્યાન મટી શકે છે.

નીચે જણાવેલી બીમારીઓ માટે આ ચમત્કારિક પધ્ધતિ અજમાવવામાં આવી હતી અને તેના પરિણામોનું વૈજ્ઞાનિક મતે વિવરણ કરવામાં આવ્યું હતું. નીચે મુજબના રોગો આ ચમત્કારિક પધ્ધતિથી સારા થઈ શકે છે.

* હાઈપરટેન્શન (લોહીનું ઊંચું દબાણ) ૧ મહિનામાં
* ગેસની તકલીફો- ૨ દિવસમાં ડાયાબિટીસ (મીઠી પેશાબ) એક અઠવાડિયામાં
* કબજિયાત-૧ દિવસમાં, કેન્સર-૧ મહિનામાં ટી. બી.-૨ મહિનામાં

જેઓ વાતરોગો, સંધિવાની બીમારીઓથી પીડાતા હોય તેઓએ એક અઠવાડિયા સુધી આ પ્રયોગ દિવસમાં ત્રણ વખત કરવો જોઇએ. અને તે પછી દિવસમાં ફક્ત એકજ વખત આ પ્રયોગ કરે. આ પાણીનો પ્રયોગ તદ્દન સરળ અને સાદો છે. તેમાં એક પૈસાનો ખર્ચ પણ નથી. અને આપણા ગરીબ દેશનાં ગરીબ માણસો માટે વગર પૈસાની અને વગર દવાએ તંદુરસ્તી મેળવવા આ એક ચમત્કારીક પધ્ધતિ છે.

ચાર ગ્લાસ પાણી પીવાથી કોઇપણ જાતની આડઅસર થતી નથી. ફક્ત શરૂઆતમાં ત્રણેક દિવસ પાણી પિવાય પછી થોડીવારમાં બે ત્રણ વખત પેશાબ આવશે. પણ ત્રણ ચાર દિવસ પછી પેશાબ પણ નિયમિત થઇ જશે.

*

## મુઝે ભી કુછ કહના હૈ

# જીવનસાથીની પસંદગીમાં સંતાનો અને મા-બાપોએ સમજદારીથી વર્તવું જોઈએ

જીવનસાથીની પસંદગી કોની ? માતા પિતાની કે સંતાનોની ? આ પ્રશ્નના જવાબમાં મારા મંતવ્ય પ્રમાણે બંનેની જરૂર પડે છે. આ મહત્વની બાબતમાં માતા-પિતા અને સંતાનો બંનેના એક-બીજાના વિચારો અને માર્ગદર્શનની જરૂર પડે છે.

જીવનસાથીની પસંદગીમાં અનેક બાબતો ધ્યાને લેવાની હોય છે. જેમની સાથે પુરી જિંદગી સાથે નિભાવવાની છે. તેની સાથે પસંદગીનો આખરી નિર્ણય લેતા પહેલાં સંતાનો તેમજ માતા-પિતાએ સાથે રહીને દરેક પાસાઓનો ગંભીરતાથી વિચાર કરીને યોગ્ય નિર્ણય પર આવવું જોઇએ.

ઇશ્વરે દરેક માટે જીવનસાથીની પસંદગી કરી દીધેલી હોય છે. તેવું લોકો કહે છે પણ એવું નથી. દરેકે પોતાના જીવનસાથીની પસંદગી પોતે જ કરવાની હોય છે. સંતાનોને પોતાના વડિલોના માર્ગ-દર્શનની જરૂર પડે છે. યુવક-યુવતીઓને જીવનના દરેક પાસાઓનો વડીલો જેટલો અનુભવ ન હોય તે સ્વભાવિક છે. ઘણી વખત જીવનસાથીની પસંદગીમાં સંતાનોના જલ્દીપણામાં સાચા-ખોટાની પરખ થતી નથી અને જીવનસાથીની પસંદગીમાં થાપ ખાઇ જાય છે.

આવું બને છે ત્યારે વડિલોના શબ્દો કાને અથડાય છે, મનોમન દુઃખી થાય છે અને આત્માને દોષ દે છે પરિણામે છુટા-છેડા, આત્મહત્યા જેવા ગંભીર પ્રસંગો ઉભા થાય છે. જીવનસાથીની પસંદગીમાં જો પુરતું ધ્યાન ન અપાય તો આ રીતે જિંદગી બરબાદ થઇ જાય છે.

આ એવા યુવક-યુવતીની વાત છે કે જેઓ વડીલોની વાતને યોગ્ય રીતે ન લેતા, પોતાની ઉતાવળી પસંદગીથી પરણ્યા પછી પસ્તાતા હોય છે. એવું પણ નથી કે પોતાની પસંદગી પ્રમાણે ન પરણવું પણ કહેવાનો આશય એટલો કે જીવનસાથીની પસંદગી ફકત રંગ-રૂપ કે પૈસાને કેન્દ્રમાં લઇને ન થવી જોઇએ. વ્યકિતના ગુણને પ્રથમ પસંદગી આપીને કરવી જોઇએ.

જીવનસાથીની પસંદગીને કારણે સર્જાતી સમસ્યાઓ માટે ઘણીવખત માતા-પિતા પણ જવાબદાર હોય છે. આપણી સમાજમાં લગભગ એવું જ થાય છે. પોતાના પૂર્વજ અને ઇતિહાસનું રટણ કરતા રૂઢિ-ચુસ્ત માતા-પિતાઓ હમેંશા એવું સમજતા હોય છે કે અમે જે કરશું એ બરાબર જ હશે અને સંતાનોને અમારી આજ્ઞા માનવી જ પડશે. વડિલોનું આ પ્રકારનું વલણ કયારેક ભયંકર પરિણામ લાવતુ હોય છે.

ઘણી વખત યુવક-યુવતીઓ સાચા હોય પણ આ રીતે માતા-પિતાની જિદને કારણે તેમની જિંદગી દુઃખમય બને છે. રૂઢિચુસ્ત માતા-પિતા એવું જ ઇચ્છતા હોય છે કે અમારા સંતાનોના જીવનસાથીની પસંદગી અમે જ કરીએ, સંતાનોનો કોઇ અધિકાર નહીં !

ઘણી વખત યુવક-યુવતી વચ્ચે આત્મીયતાના સંબંધો બંધાય છે. એ બંને

એકજ જ્ઞાતીના હોય તેમ છતાં પ્રેમ કરવો એક ગુનો છે એમ માની વડિલો તેમના સંતાનના જીવનમાં ઝેર ભેળવે છે. જીવન-સાથીની પસંદગી બરાબર નથી એવું માતા-પિતાનું કહેવાનું હોય અને તે માટે કોઈ મજબૂત કારણ હોયતો સંતાનોની ફરજ બને છે કે માતા-પિતાની વાત પર ગંભીરતાથી વિચારીને યોગ્ય નિર્ણય પર આવવું જોઇએ.

ક્યારેક જીવનસાથી સંતાનને લાયક ન હોય અને માતા-પિતા ફક્ત પૈસાના લોભે તેમને પરણાવતા હોયતો સંતાનોએ માતા-પિતાના આ અવિચારી નિર્ણયનો વિરોધ કરવો જોઇએ. અને પોતાની ઇચ્છાઓ પ્રકટ કરવી જોઇએ, વડીલો જો ન માને સંતાનો પણ તેમને તર્કબધ્ધ રીતે તેમનો નિર્ણય શા માટે બરાબર નથી તે સમજાવવું જોઇએ.

જીવનસાથીની પસંદગીની બાબતમાં પરિસ્થિતિ, ઇચ્છાઓ, ફરજો વગેરેને ધ્યાનમાં લઇને માતા-પિતા અને સંતાનોએ એકબીજાના વિચારો જાણીને આ બાબતમાં સુમેળથી વાર્તાલાપ કરીને આગળ પગલાં ભરવા જોઇએ. તેમાંજ બધાનુ હિત સમાયેલું છે. ફક્ત પોતાની જીદને કારણે જીવન બરબાદ ન કરતાં બધાએ સાથે મળીને બગીચારૂપી જીવનમાં ખુશીરૂપી ફુલ ખીલવવાં જોઇએ.

— ચંદ્રીકા ડી. ધનાણી,
"આર્યનિવાસ" નખત્રાણા (કચ્છ)

## ઝગડાખોર વહુઓથી તોબા...તોબા !

આજની કેટલીક આધુનિક વહુઓ જે પોતાને કંઇક હોશિયાર સમજે છે તે પોતાના સાસરીયાના બધા સભ્યોને મૂર્ખ ગણે છે. તે પોતાના પતિને ચઢાવે છે અને જોરૂનો ગુલામ એવો આ પતિ પોતાની પત્નીની વાત માનીને પોતાના મા-બાપ, ભાઇ-બહેનનું વાત-વાતમાં અપમાન કરે છે

હું આવી વહુઓને એક સવાલ પુછું છું કે તે શું કોઇની નણંદ નથી ? શું તે મા નથી થવાની ? જો તેની ભાભી તેની સાથે આવું ખરાબ વર્તન કરે તો તેને કેવું લાગે ? પોતાના પતિ પર સંપૂર્ણ પોતાનો જ અધિકાર છે એવું માની બેસનારી વહુને હું કહીશ કે તારી વહુ આમ જ તારા દિકરાને છીનવી લે તો તારા દિલને કેટલો ધક્કો લાગશે ?

પરંતુ આજના યાંત્રિક યુગમાં આવો ઉંડો વિચાર કરવાનો સમય જ કોની પાસે છે ? જે મા-બાપે દુઃખ સહન કરીને દિકરાને મોટો કરી સુખી બનાવ્યો હોય અને તે દિકરાની વહુ આવા સાસુ-સસરાની સેવા કરવાને બદલે ઘરમાં ઝગડ્યા કરે અને બધાને દુઃખ આપ્યા કરે તો તે મા-બાપના દિલને કેવો આઘાત લાગશે ? આવા સમયે તે વહુએ વિચારવું જોઈએ કે જો તેની ભાભી આ રીતે તેના મા-બાપ સાથે વર્તાવ કરે તો તેને કેવું લાગે ? કોઇ દિકરી આવું સહન ન કરી શકે તો પછી પોતે આ શું કરી રહી છે તે કોઈ વિચારશે ખરૂં ?

પહેલાના જમાનામાં વહુમાં સહનશકિતનો ગુણ હતો. તે પોતાની ભૂલને કબુલી લતીને મોટા વડીલો પાસે માફી માંગતા અચકાતી નહીં. પરંતુ આજની નારીમાં આ ગુણ હવે ધીરે ધીરે ઓછો થતો જાય છે. તેને કોઇ કંઇક કહે તો તેના મનમાં એવો વિચાર આવે છે કે મને કેમ કોઈ કહી જાય ? બસ, આ જ એકમાત્ર અહમ્‌થી આજે ઘરે-ઘર ઝગડા થયા કરે છે.

પહેલાના જમાનામાં નણંદ-ભાભી વચ્ચેનો સંબંધ નાની-મોટી બહેન જેવો હતો પરંતુ આજે ઘણી વહુઓ નણંદને બહેન માનવા જ તૈયાર નથી. આવી ઝગડાખોર વહુઓ પોતાની જાતને સાચી ઠરાવવા માટે અને બીજાને ખોટા ઠરાવવા માટે સતત પ્રયાસ કરતી જ રહે છે. આવી વહુઓના ઇશારે નાચતા પતિદેવોને કંઇ કહેવાનો પણ શું અર્થ છે?

પરંતુ હમેશાં સત્યની જ જીત થતી હોય છે. જો તમે કોઇનું બુરું વિચારશો તો તમારું જ ખરાબ થશે, સામાવાળાનું નહિં આથી બધા મા-બાપોને વિનંતી છે કે તેમ તમારી દિકરીને એવા સંસ્કાર આપો કે તે સાસરીયાના કુળને તારે, ડૂબાડે નહીં.

પ્રભાવંતી પટેલ,
C/o પટેલ ટીમ્બર કું,
લાતી પ્લોટ, શેરી નં-૭,
મોરબી - ૩૬૩૬૪૧

## ચહેરાના ગુલાબી રંગને પીળો બનાવતું સોનું

તમારે ઘેર લગ્ન પ્રસંગ છે? હા ભાઇ મારે ઘેર મારી દિકરીના લગ્ન છે.

સારૂં, તો લગ્ન માટે જોઇતી બધી વસ્તુની તૈયારી કરી લીધી હશે?

હા, ભાઈ બધી તૈયારી થઇ ગઇ છે, પણ...

...પણ શબ્દ બોલતાં જ દિકરીના પિતા કે મોટાભાઇના ચહેરાનો ગુલાબી રંગ પીળો પડી જાય છે. ચહેરાનો રંગ બદલનાર કલીયુગનું નામ છે "સોનું"!

આપણી સમાજમાં કોઇને ત્યાં લગ્ન પ્રસંગ, મામેરૂં અથવા બોલામણું જેવા પ્રસંગો આવે ત્યારે સોના-ચાંદીના દાગીના આપવાનો રિવાજ છે. મધ્યમવર્ગના માણસોને ઘેર આવા પ્રસંગો આવે છે ત્યારે તેમની આર્થિક પરિસ્થિતિ નબળી હોવાના કારણે તે માણસ જ્યાં નોકરી કરતો હોય ત્યાંથી રૂપિયા એડવાન્સ લે છે. અને પ્રસંગો ઉકેલવા માટે જીંદગીભરની ગુલામી તેના ઉપર લઇ લે છે.

યુવાન ભાઇ-બહેનોએ સંપીને આ દુષણ સામે અવાજ ઉઠાવવો જોઇએ. ભાઇ-બહેનો, તમે તમારા ભાવિ સાસુસસરાને વિનંતી કરો કે અમને સોનું નહિ પણ તમારી સુકન્યા સંસ્કારી દિકરીની જરૂરત છે. યુવાન ભાઈ-બહેનોએ સોનાના આભૂષણોના ત્યાગ અંગે વડિલોને આવેદન પત્ર આપવાં જોઇએ.

– છગનલાલ કાનજી મુખી
C/o શાન્તિ વિજય સો મીલ,
મૈસુર રોડ, બેંગ્લોર.

## ❋ લેખકોને ❋

- પાટીદાર સૌરભ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતીમાં બનતા બનાવો અને જ્ઞાતીની આર્થિક-સામાજીક-રાજકીય પ્રગતિનું નિરૂપણ કરતા લખાણો પ્રગટ કરે છે.
- પાટીદાર જ્ઞાતીમાં બનતા નાના-મોટા બનાવોના અહેવાલો ઉપરાંત વિવિધ ક્ષેત્રે સમાજે સાધેલી સિધ્ધીની માહિતી પણ આપવામાં આવે છે.
- જ્ઞાતી સમુદાયના ઘડતરમાં ઉપયોગી થઇ શકે તેવા વિચારશીલ લેખો આવકારદાયક છે.
- ભારતભરમાં પથરાયેલ જ્ઞાતીના યુવક મંડળો અને સ્થાનિક સમાજો તેમની પ્રવૃત્તિઓ અંગેના અહેવાલ મોકલાવશે તો યોગ્ય કરવામાં આવશે.

# કોલ્હાપુર ખાતે યોજનાર પ્રથમ સમૂહ લગ્નોત્સવ માટે તડામાર તૈયારી

(વિનોદ પટેલ દ્વારા)

કોલ્હાપુર :-

પાટીદાર સમાજમાં છેલ્લા કેટલાક વરસોથી સમૂહ લગ્નોનો પવન ફુંકાઇ રહયો છે અને કચ્છ તેમજ કચ્છ બહાર પણ દર વર્ષે સમૂહ લગ્નોની સંખ્યા વધી રહી છે ત્યારે કોલ્હાપુર પાટીદાર સમાજ પણ સમાજની આ ક્રાંતિકારી ચળવળમાં પાછળ નથી.

શ્રી કોલ્હાપુર પાટીદાર સમાજ દ્વારા તા. ૧૮-૧-૯૩ના રોજ કોલ્હાપુર મધ્યે પ્રથમ સમૂહ લગ્નોત્સવનું આયોજન કરેલ છે. મહારાષ્ટ્રના આ મહત્વના શહેરમાં વસતા આપણા પાટીદાર ભાઇ-બહેનો આ વિસ્તારમાં પ્રથમ વખત જ યોજાઇ રહેલા સમૂહ લગ્નોત્સવની સફળતા માટે જહેમત ઉઠાવી રહયા છે.

સમૂહ લગ્નના આ કાર્યક્રમને જંગી સફળતા અપાવવા સમૂહ લગ્ન આયોજન સમિતિએ સમાજના ભાઇ-બહેનોને અપીલ કરી છે. લગ્નની નોંધ તથા અન્ય માહિતી માટે નીચે જણાવેલ સ્થળોએ સંપર્ક સાધવા વિનંતી કરાઇ છે.

(૧) શ્રી ગોપાલભાઇ વી. પટેલ,
C/o અંબિકા ટીમ્બર ડેપો,
ટીમ્બર માર્કેટ, કોલ્હાપુર,
ફોન-ઘર-૨૧૩૪૧ ઓફિસ-૨૭૬૪૧

(૨) શ્રી જેઠાભાઇ કેશરાભાઇ પટેલ,
C/o શ્રી સરસ્વતી સો મીલ,
૭૧૨/૧૦ ટીમ્બર માર્કેટ, કોલ્હાપુર
ફોન-ઓફિસ-૨૬૯૮૧, ૨૯૩૮૧
ઘર-૨૦૦૩૯

(૩) શ્રી રતનશીભાઇ તેજાભાઇ પટેલ,
C/o શ્રી જવાહર સો મીલ,
૭૧૨/૫ ટીમ્બર માર્કેટ, કોલ્હાપુર
ફોન-૨૬૨૩૯

## મોરબીથી કન્યાકુમારીની સાયકલ ટૂરમાં ભાગ લેતા ભાવેશ પટેલ

રાજકોટ :-

કચ્છમાં ધાવડા મોટાના અને અહીં સ્થાયી થયેલા ગોપાલ શીવજી પટેલના સુપુત્ર શ્રી ભાવેશકુમાર કે જેઓ અત્યારે મોરબીની એલ. ડી. એન્જી નિયરીંગ કોલેજમાં અભ્યાસ કરે છે તેઓએ કોલેજના અન્ય ૪ વિદ્યાર્થી મિત્રો સાથે તાજેતરમાં મોરબીથી કન્યાકુમારી સુધીની "એન્ટ્રી-ડ્રગ્સ" ટૂરમાં સફળતાપૂર્વક ભાગ લીધો હતો.

૧૮મી સપ્ટેમ્બરે મોરબીથી પ્રસ્થાન થયેલ આ ઉત્સાહી ટીમે ૨૮૩૦ કિ. મી.નું અંતર ૩૭ દિવસમાં કાપી દિવાળીના શુભ દિવસે કન્યાકુમારી પહોંચવામાં સફળતા મેળવી હતી. દરરોજ સરેરાશ ૮૦ થી ૧૦૦ કિ મીનું અંતર પ્રવાસ દરમ્યાન તેઓ કાપતા હતા.

ગુજરાત, મહારાષ્ટ્ર, ગોવા, કર્ણાટક, કેરાલા, અને તામિલનાડુ રાજ્યમાંથી પસાર થયેલી આ ટીમના સભ્યોને માર્ગમાં વિવિધ પ્રકારના અનુભવો થયા હતા. આ સાયકલવીરોનું ઠેર-ઠેર ભવ્ય સ્વાગત થયું હતું અને ગુજરાતી સમાજેએ અને કચ્છીઓએ આ ટૂરને સફળ બનાવવા માટે ખૂબ સહકાર આપ્યો હતો.

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, રાજકોટની તા ૨૪/૧૧/૯૨ના મળેલ મિટીંગમાં શ્રી ભાવેશકુમારનું ટ્રોફી અર્પણ કરી સન્માન કરવામાં આવ્યું હતું. શ્રી ભાવેશકુમારે તેમના પ્રવાસના અનુભવો વર્ણવ્યા હતા.

ભાવેશ પટેલે એન. સી. સી.માં ભાગ લેવા ઉપરાંત માઉન્ટ આબુમાં રોક ક્લાઈ-મ્બીંગ કેમ્પ પણ કરેલ છે. તેમના મતે યુવાનોએ કોઇ પણ પ્રકારનું સાહસ કરતાં શીખવું જોઈએ. ખડક ચઢાણ કે હિમાલયમાં આર્મ્સ કલાઇમ્બીંગ કેમ્પ કર્યા પછી વારંવાર કેમ્પમાં જવાનું મન થાય તેવી યુવાનોને ગમતી પ્રવૃત્તિ હોવાનું તેમનું કહેવું છે. સાહસ અંગેની કોઇ પણ પ્રવૃત્તિ માટે તેમણે નીચેના સરનામેપત્ર વ્યવહાર કરવા જણાવ્યું છે.

ભાવેશ પટેલ,
" ચિત્રકૂટ "
કૃષ્ણનગર-૨, રાજકોટ-૪,

## કલ્યાણ સમાજનું સ્નેહ મિલન યોજાયું

**કલ્યાણ :-**

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, કલ્યાણ દ્વારા તા. ૬/૧૧/૯૨ના લોહાણા મહાજનવાડી મધ્યે સમાજનો સ્નેહ મિલન, સાંસ્કૃતિક કાર્યક્રમ યોજાયો હતો જેમાં સમાજના વિદ્યાર્થીઓને સન્માનવા તેમજ પ્રોત્સાહિત કરવા સમાજના સર્વે ભાઈ-બહેનો હજાર રહયા હતા.

પ્રમુખશ્રી નરસિંહભાઇ પટેલે દીપ પ્રગટાવી કાર્યક્રમની શરૂઆત કરી હતી. ત્યાર બાદ સાંસ્કૃતિક કાર્યક્રમમાં ગીત, ગરબા વગેરે રજૂ કરવામાં આવ્યા હતા. ધો-૧૦માં પ્રથમ આવેલ કુ. ભગવતી પટેલને ડો. દિનેશ પટેલ તરફથી તથા ધો-૧૨માં પ્રથમ આવેલ શંકરલાલ છાભૈયાને શ્રી દેવજી ભાણજી પટેલ તરફથી ટ્રોફી એનાયત કરવામાં આવી હતી.

શ્રી કૃષ્ણ ટીમ્બર માર્ટ તરફથી બાકીના દરેક વિદ્યાર્થીને પ્રોત્સાહક ઇનામો આપવામાં આવ્યાં હતાં જયારે બહેનોને રાસ-ગરબાના ઈનામો શીવ ટીમ્બર, કેન તરફથી આપવામાં આવ્યાં હતાં



### ગ્રાહકોને

- પાટીદાર સૌરભ દર મહિનાની પાંચમી તારીખે પ્રગટ થાય છે.
- લવાજમ વાર્ષિક અને દ્વિવાર્ષિક સ્વીકારાય છે. વાર્ષિક લવાજમ રૂા. ૫૦ અને દ્વિવાર્ષિક રૂા. ૧૦૦ છે. ગમે તે મહિનાથી ગ્રાહક થઇ શકાય છે.
- લવાજમની રકમ માન્ય પ્રતિનિધિઓ ઉપરાંત મ. ઓ. કે ડ્રાફટથી પણ ભરી શકાય છે.
- પત્ર વ્યવહારમાં ગ્રાહક નંબર જણાવવો જરૂરી છે. રેપર પર લખવામાં આવે છે તે નંબર સાથે જ લખવાથી સરળતા રહેશે.
- સરનામામાં ફેરફાર થાય ત્યારે તરતજ જાણ કરવાથી અંક ગેરવલ્લે જવાના બનાવો નિવારી શકાશે.
- ગ્રાહકને અંક ચોકસાઈથી નોંધેલા સરનામે રવાના કરાય છે. છતાં ટપાલમાં અંક ગેરવલ્લે જાય તો ગ્રાહકે સ્થાનિક પોસ્ટમાં તપાસ કર્યા બાદ પોતાના ગ્રાહક નંબર સાથે જાણ કરવી જેથી યોગ્ય તપાસ થઇ શકે.

# કચ્છી લેવા-કડવા પાટીદાર એકીકરણ વિચાર મંચ

ભુજ :-

લેવા અને કડવા પટેલો વચ્ચે કચ્છમાં કોઇ જાતનો સંવાદ કે સંપર્ક પ્રવર્તતો નથી. આ બંને સમાજો વચ્ચે કંઇક સંપર્ક ઉભો થાય તેવું કરવા માટે કચ્છ અને જિલ્લા બહાર રહેતા કેટલાક મિત્રોએ "લેવા-કડવા પાટીદાર એકીકરણ વિચાર મંચ"નું આયોજન કર્યું છે.

'ટેકનોક્રેટસ'ના સર્વ શ્રી નવિન સેંગાણી, પરસોતમભાઈ પટેલ, શાંતિલાલ માકાણી, પ્રવિણ ભુડિયા, અમીત ખોખાણી, પ્રહલાદ માકાણીએ એક નિવેદનમાં જણાવ્યું છે કે કચ્છમાં જો લેવા અને કડવા પાટીદારો વચ્ચે સામાજીક અને શૈક્ષણિક એકીકરણ થાય તો બંને જ્ઞાતીઓને ઘણા બધા લાભો ઉપલબ્ધ થઇ શકે છે. આ દિશામાં બંને સમાજો પોતપોતાની રીતે ઉત્સુક છે પરંતુ આ મુદ્દે હજુ દ્રઢ કાર્ય થઈ શક્યું નથી.

કચ્છમાં આ બંને જ્ઞાતીઓનું ઘણા લાંબા સમયથી સતત શોષણ થઇ રહ્યું છે. આર્થિક સધ્ધરતાને કારણે હાલમાં આપણને તેની અસર વર્તાતી નથી પણ ભુતકાળમાં આપણા વડવા પર ઘણાં બધા જુલ્મો થયા છે અને હજુ પણ ગામડાઓમાં થોડા ઘણા અંશે જુલ્મો થઇ રહ્યા છે. તો ગીતામાં કહયા અનુસાર "સંઘે શકિત કલૌ યુગે" મુજબ બંને જ્ઞાતીઓએ સંગઠન મજબુત બનાવવું જોઇએ.

કચ્છમાં આઝાદી પછી આપણી જ્ઞાતીનું ભલું કરી શકે એવો આપણો પોતીકો કહી શકાય એવો એક પણ આગેવાન હજુ સુધી આપણને મળી શકયો નથી. તો આપણી જ્ઞાતીના હિતોની રક્ષા કરી શકે તેવા મજબૂત આગેવાનો આપણી જ્ઞાતીને મળી શકે તો આપણી બંને પાટીદાર જ્ઞાતી હજુ વધારે પ્રગતિના શિખરો સોપાન કરી શકે તેમ છે. સમાજના સેવાભાવી અને શિક્ષિત વર્ગને આ બાબતે ખુલ્લા દીલે, પુરા જોસ અને જુસ્સાથી આગળ આવવા આ નિવેદનમાં અપીલ કરવામાં આવી છે.

આ બાબતે સમાજમાં જાગૃતિ લાવવા એક નિબંધ સ્પર્ધાનું પણ આયોજન કરવામાં આવેલ છે. જેના વિષયો નીચે પ્રમાણે છે

(૧) કચ્છમાં પાટીદારોમાં એકતાની જરૂરીયાત.

(૨) કચ્છી પાટીદારોમાં એકતાની મુશ્કેલીઓ.

૨૮મી ફેબ્રુઆરી સુધીમાં નિબંધ નીચેના સરનામે મોકલી આપવા વિનંતી કરવામાં આવી છે.

* શ્રી નવીન સેંગાણી
C/o કે. ડી. સન્સ.
૩, ખુશ્બુ કોર્નર,
૫૬, વિશ્વાસ કોલોની,
અલકાપુરી, વડોદરા-૫.

* શ્રી શાંતિલાલ ડી. માકાણી,
"વસંતવિલા"
૧૯, એંકર્સ કોલોની,
રેડીયો સ્ટેશનની સામે,
ભુજ (કચ્છ).



### પાટીદાર સેવા સમિતી દ્વારા

# નાગપુરમાં યોજાયેલ "સપ્તરંગી ડાયરો"



દિપ પ્રગટાવી ઉદ્ઘાટન કરી રહેલા ઉદ્યોગપતિશ્રી હરીહરભાઈ પટેલ બાજુમાં પોલીસ કમિશનરશ્રી સતિષચંદ્ર માથુર અને 'લોકમત સમાચાર' દૈનિકના તંત્રીશ્રી હર્ષવર્ધન આર્ય ઉભેલા જણાય છે.

નાગપુર :-

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, નાગપુર સંચાલિત શ્રી પાટીદાર સેવા સમિતિએ મનોરંજન સાથે સેવાની ઉમદા પ્રવૃત્તિઓ માટે ભંડોળ એકઠું કરવાના આશયથી ૩૧મી ઓકટોબરની રાત્રે સ્થાનિકના 'વસંતરાય દેશપાંડે સ્મૃતિ સભાગૃહમાં ગુજરાતી સાંસ્કૃતિક કાર્યક્રમ 'સપ્તરંગી–ડાયરો'નું સફળ આયોજન કર્યું હતું.

સેવા સમિતિની હાકલને માન આપી સમાજના ભાઈઓએ તેમજ સ્થાનિક વેપારી બંધુઓએ ભંડોળ છલકાવી દીધું હતું. ૧૧૦૦ પ્રેક્ષકોને સમાવતા હોલમાં અમદાવાદના લોકસાહિત્યના પ્રસિધ્ધ કલાકારશ્રી અશ્વિન જોષીના લોક કલરવ ગૃપના સાથી કલાકાર મિત્રોએ સ્વ. ઝવેરચંદ મેઘાણીની અમર રચના "હે રાજ મને લાગ્યો કસુંબીનો રંગ" તેમજ કચ્છ–કાઠીયાવાડની ધીંગી ધરતીને વાચા આપતો વિવિધ મનોરંજક રસથાળ પીરસી પ્રેક્ષકોને તરબતર કરી જકડી રાખ્યા હતા.

પ્રારંભમાં ગોદિયાના ધારાસભ્ય અને જાણીતા ઉદ્યોગપતી શ્રી હરીહરભાઇ પટેલે મંગલદિપ પ્રગટાવી સમારોહની શુભ શરૂઆત કરી હતી. સમારોહના અધ્યક્ષપદે નાગપુરના પોલીસ કમિશનરશ્રી સતીશચંદ્ર માથુર તેમજ મુખ્ય–અતિથિ તરીકે 'લોકમત–સમાચાર' દૈનિકના તંત્રીશ્રી હર્ષવર્ધન આર્ય, વિશ્વ હિન્દુ પરિષદના અધ્યક્ષશ્રી ચંન્દ્રકાન્તભાઈ ઠાકર તેમજ નાગપુર ગુજરાતી સમાજના અધ્યક્ષશ્રી રજનીકાન્ત પંડિત ઉપસ્થિત રહ્યા હતા.

સમાજના પ્રમુખશ્રી ચંદુલાલ મુળજી પોદાર તેમજ કારોબારી મંડળના ભાઈઓએ મહેમાનોનું સ્વાગત કર્યું હતું. કાર્યક્રમનું સંચાલન પાટીદાર સેવા સમિતિના સંયોજક શ્રી રમેશભાઈ પટેલે કર્યું હતું. યુવક મંડળના મિત્રોએ કાર્યક્રમને સફળ બનાવવા જહેમત ઉઠાવી હતી.



સમાજના આર્થિક કમજોર જ્ઞાતીજનોને જીવન નિર્વાહમાં મદદ થાય તેવી તબીબી સહાય, ઉચ્ચ શિક્ષણ, નિરાધાર વિધવાઓ અને ત્યકતાઓને આર્થિક સહાય તેમજ કુદરતી આફતો વખતે આફતગ્રસ્તોને મદદરૂપ થવા અને આ રીતે માનવતાની સેવા બજાવવા માટે પાટીદાર સેવા સમિતિની રચના કરવામાં આવેલ છે.







કાલ્સીપેરમ મેલેરીયા !
ડૉક્ટરો અભિપ્રાય આપે છે કે,
"ક્વીનાઈનની" દવા લેવાથી
એના જંતુઓ
બરોડમાં છૂપાઈ જાય છે.
દવાનો પાવર ખલાસ થતાં જ
એ ફરી ઉથલો કરે છે !
અહંકાર ! દુઃખની ક્વીનાઇન પ્રવેશતાં જ
સુક્ષ્મ મનમાં છૂપાઈ જાય છે.
દુઃખનો પાવર ખલાશ થતા જ
(સુખ પ્રગટતાં) ફરી ઉથલો મારે છે.



કલહ વધે જો પ્રેમમાં,
દિલના ટુકડા થાય,
સાંધ્યા નહીં સંધાય,
વેંત થીગડે વિઠલા !

— કવિ ત્રાપજકર

# નાગપુર શહેર જીલ્લા કોંગ્રેસ કમિટી (એસ) ના અધ્યક્ષપદે ચૂંટાયા



શ્રી પરસોતમ સામજી પટેલ

નાગપુર :-

નાગપુર શહેર જીલ્લા કોંગ્રેસ સમિતી (એસ) ની તાજેતરમાં થયેલ ચુંટણીમાં આપણી જ્ઞાતિના શ્રી પરસોતમ સામજી પટેલ સર્વાનુમતે અધ્યક્ષપદે ચુંટાઈ આવતાં તેમને ઠેર-ઠેરથી અભિનંદન મળી રહયાં છે.

ઘાટરોડ, નાગપુરમાં રહેતા અને કચ્છમાં નખત્રાણાના વતની એવા શ્રી પરસોતમભાઈએ પોતાની રાજકીય કારકિર્દીની શરૂઆત ૧૯૮૨ માં હાલના સંરક્ષણમંત્રીશ્રી શરદ પવારના નેજા હેઠળ કરી હતી. સૌ પ્રથમ યુવક કોંગ્રેસના ઉપાધ્યક્ષપદે ચુંટાયા બાદ શહેર કોંગ્રેસના મંત્રીપદે સેવા આપેલ અને ૧૯૯૦માં જીલ્લા કોંગ્રેસ કમિટીમાં ઉપાધ્યક્ષપદે ચુંટાયા બાદ હવે અધ્યક્ષપદે ચુંટાયા છે.

તેઓ રાષ્ટ્રીય કિસાન સંઘના બજેટ કમિટીના અધ્યક્ષ, વિદર્ભ વિકાસ મંડળ સંઘર્ષ સમિતીના સભ્ય તેમજ રાષ્ટ્રીય સચેતક પત્રિકાના સહસંપાદક તરીકે પણ સેવા આપી રહયા છે. તેમની આ સિધ્ધીને કારણે પાટીદાર સમાજનું ગૌરવ વધેલ છે.



## શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ, વાંઢાય

### આગામી સમૂહલગ્નની તિથીઓ

૧. પોષ વદ-૯ શનિવાર તા. ૧૬/૧/૯૩
૨. મહા સુદ-૫ ગુરૂવાર તા. ૨૮/૧/૯૩ (વસંત પંચમી)
૩. વૈશાખ સુદ-૩ રવિવાર તા. ૨૫/૪/૯૩ (અખાત્રીજ)
૪. વૈશાખ સુદ-૧૦ શનિવાર તા. ૧/૫/૯૩
૫. વૈશાખ વદ-૪ રવિવાર તા. ૯/૫/૯૩
૬. વૈશાખ વદ-૬ મંગળવાર તા. ૧૧/૫/૯૩
૭. જેઠ સુદ-૩ સોમવાર તા. ૨૪/૫/૯૩
૮. આસો સુદ-૧૦ રવિવાર તા. ૨૪/૧૦/૯૩ (વિજયાદશમી)

### કન્યા છાત્રાલયના ઉદ્ઘાટન વખતે જ

# ૨૮-૨૯ એપ્રિલના નખત્રાણામાં સમાજનું અધિવેશન યોજાશે

નખત્રાણા :-

૨૦મી ડિસેમ્બરે અહીં મળેલ શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજની અસાધારણ સામાન્ય સભામાં આગમી ૨૮ અને ૨૯ એપ્રિલના નખત્રાણા ખાતે કન્યા છાત્રાલયના ઉદ્ઘાટન વખતે જ સમાજનું ખુલ્લું અધિવેશન યોજવા સર્વાનુમતે નિર્ણય લેવાયો હતો.

સમાજના પ્રમુખશ્રી પ્રેમજી પુંજા પટેલના અધ્યક્ષસ્થાને મળેલ આ સભામાં આગામી અધિવેશનને સફળ બનાવવા માટે સમાજની તમામ સંસ્થાઓ અને વર્ગોને અનુરોધ કરવામાં આવ્યો હતો અને અધિવેશન અંગેનું આયોજન ઘડી કાઢવા શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘને જવાબદારી સુપ્રત કરવામાં આવી હતી.

૨૮ અને ૨૯ એપ્રિલના યોજાનાર અધિવેશનમાં સમાજના બધા લોકો સરળતાથી ભાગ લઇ શકે તે માટે આ બે દિવસો દરમ્યાન લગ્ન જેવા પ્રસંગોનું આયોજન નહીં કરવા જ્ઞાતીજનોને અપીલ કરવામાં આવી હતી. અધિવેશન અંગેનો પ્રચાર ગામે-ગામ અને ઘરો-ઘર થાય તે માટે અત્યારથી જ લાગી જવા સભામાં ઉપસ્થિત સભ્યોનેહાકલ કરવામાં આવી હતી.

નખત્રાણાના અગ્રણી શ્રી માવજી કેશરા પટેલે શિક્ષણના પ્રશ્ને પોતાનું મંતવ્ય દર્શાવતાં જણાવ્યું હતું કે જ્ઞાતીની શિક્ષણ સંસ્થાઓ માટે એક અલાયદી શિક્ષણ સમિતી રચવાનો સમય પાકી ગયો છે. આ શિક્ષણ સમિતી સમાજની શિક્ષણ સંસ્થાઓનો અભ્યાસ કરી જે અહેવાલ આપે તેના પર સમાજમાં ચર્ચા થવી જોઇએ તે બાબત પર તેમણે ભાર મુકયો હતો.

પાલનપુરના યુવાન અગ્રણી શ્રી દેવજીભાઇ પટેલે નખત્રાણામાં હાલના તબક્કે સમાજવાડીના મકાનની કોઇ જરૂરીયાત ન હોવાનું જણાવી સમાજે તેની શિક્ષણ સંસ્થાઓ તરફ હાલના તબક્કે વિશેષ ધ્યાન કેન્દ્રિત કરવું જોઇએ તેવું સૂચન કર્યું હતું.

ભુજના શ્રી શિવદાસ ગોવિંદ પટેલે અધિવેશન માટે ફંડનો પ્રશ્ન પણ વિચારવો જોઇએ તેના પર ભાર મુકયો હતો રાયણના શ્રી નારાણ રામજી પટેલે ફંડ એકઠું કરવા માટે એવું સૂચન કર્યું હતુ. કે સમાજના અધિવેશન પ્રસંગે એક દળદાર સોવેનિયર બહાર પાડી તેમાં જાહેરાતો દ્વારા મોટી રકમ ભેગી કરી શકાય તેમ છે.

યુવક સંઘના પ્રમુખશ્રી ગંગારામ પટેલે સમાજની કોઇ પ્રવૃત્તિ નાણાં વગર અટકતી નથી તેવું જણાવી અધિવેશન માટે તનતોડ મહેનત કરનાર કાર્યકર્તાઓની ખાસ જરૂરત પડશે તેવું જણાવ્યું હતું. સમાજના પ્રથમ પ્રમુખ શ્રી શિવદાસ દાનજી સોમજી-યાણીએ સભામાં ઉપસ્થિત રહી આર્શિવચન પાઠવ્યાં હતાં.

સભામાં ઉપસ્થિત ઘણા સભ્યોએ જ્ઞાતીની વસ્તીગણત્રીની કામગીરી હાથ ધરવા પર ભાર મુકયો હતો. અધ્યક્ષસ્થાનેથી

બોલતાં શ્રી પ્રેમજી પુંજા પટેલે અધિવેશન માટે બધાએ સાથે મળી પ્રયાસો કરવા અને વસ્તીગણત્રી માટે યુવક સંઘ જેવી સંસ્થા વિચારે તેવું જણાવ્યું હતું.

સમાજના મંત્રીશ્રી વાલજી નારાણ પટેલે સ્વાગત પ્રવચન કર્યું હતું. સહમંત્રીશ્રી ઇશ્વરલાલ પટેલે આવેલા પત્રોનું વાંચન કર્યું હતું. સમાજના માજી પ્રમુખ શ્રી ખીમજી નાગજી લીંબાણી સહીત કચ્છના ગામે-ગામથી અને બહારથી પણ મોટી સંખ્યામાં સભ્યો ઉપસ્થિત રહયા હતા.

બપોર પછી શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘની બેઠક સંઘના પ્રમુખ શ્રી ગંગારામ પટેલના પ્રમુખસ્થાને આગામી અધિવેશનના આયોજન અંગે ચર્ચા કરવા મળી હતી, જેમાં અધિવેશન અંગે પ્રાથમિક વિગતો ચર્ચાઇ હતી.

અધિવેશન અંગે આયોજન સમિતીની રચના કરવા માટે સમાજની કારોબારી સમિતી અને સંઘની આગામી બેઠક ૩ જાન્યુઆરીના બોલાવવાનું નક્કી કરવામાં આવ્યું હતું. મિટીંગમાં ઉપસ્થિત કેટલાક સભ્યોએ અધિવેશનઅને વસ્તીગણત્રી અંગે વિવિધ સૂચનો કર્યા હતાં.

## સમાજનું નામ બદલાય છે.

" શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ " ને બદલે સમાજની આ કેન્દ્રિય સંસ્થાનું નામ " શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ " રાખવાનું ઠરાવવામાં આવ્યું છે.

ભારતભરમાં પથરાયેલા જ્ઞાતીજનોની વ્યાપક લાગણીને ધ્યાનમાં રાખી સમાજે તેની ૨૦મી ડિસેમ્બરની સામાન્ય સભામાં સર્વાનુમતે આ નિર્ણય લીધેલ છે.

# નખત્રાણા હાઈસ્કુલનો પ્રવાસ યોજાયો

નખત્રાણા :-

દિવાળી વેકેશન દરમ્યાન શ્રી શેઠ કે. વી. સરકારી હાઇસ્કુલ, નખત્રાણા દ્વારા વિદ્યાર્થીમંડળનો ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક અને ગોવાનો શૈક્ષણિક પ્રવાસ યોજાયો હતો. જે દરમ્યાન વિવિધ પાટીદાર સમાજો અને અગ્રણીઓ તરફથી પુરતો સહકાર મળ્યો હતો.

હાઈસ્કુલના શિક્ષકશ્રી જે. એમ. કૈલાના માર્ગદર્શન નીચે કુલ ૬૩ પ્રવાસીઓની આ ટીમે આ પ્રવાસમાં ભાગ લીધો હતો. રસ્તામાં કડોદરા ચાર રસ્તા, અહમદનગર, પુના, બેલગાંવ, ગોવા, મ્હાડ, ઘાટકોપર જેવા સ્થળોએ પાટીદાર સમાજના ભાઇઓ દ્વારા પ્રવાસીઓનું સારી રીતે આગતા-સ્વાગતા કરવામાં આવ્યું હતું.

દર વર્ષે નખત્રાણા વિદ્યાર્થી મંડળ દ્વારા પ્રવાસનું આયોજન થાય છે. તેમાં ભારતભરમાં કડવા પાટીદારોની જયાં પણ સમાજવાડીઓ આવેલી છે. ત્યાં પ્રવાસીઓની વિનામૂલ્યે રહેવાની અને જમવાની વ્યવસ્થા સ્થાનિક ભાઇઓ દ્વારા જ થાય છે.

ભારતભરમાં ધંધાર્થે વસેલા કચ્છના પાટીદારો ધંધાકીય ક્ષેત્રે કેટલી મોટી હરણફાળ ભરી છે તે તેનું પ્રત્યક્ષ નિરીક્ષણ પણ વિદ્યાર્થીઓને પ્રવાસ દરમ્યાન થઇ જતું

હોઈ, દરેક વાલીઓએ તેમના બાળકોને આવા પ્રવાસમાં અચૂક મોકલવા જોઈએ જેથી વિદ્યાર્થીઓને પ્રેરણા મળી શકે.

## યુવક સંઘ તેજસ્વી વિદ્યાર્થીઓનું સન્માન કરશે.

નખત્રાણા :-

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ દ્વારા સમાજના તેજસ્વી વિદ્યાર્થી ભાઈ બહેનોનું સન્માન દર વર્ષની માફક આ વર્ષે પણ કરવામાં આવશે.

ગ્રેજ્યુએટ, પોસ્ટ ગ્રેજ્યુએટ તેમજ ડિપ્લોમા પરીક્ષા ઉતીર્ણમાં થયેલ તથા વિવિધ વ્યવસાયીક ડિગ્રીઓ વગેરે પરીક્ષામાં ગત વર્ષ ડિસેમ્બર-૯૧થી અત્યાર સુધી મળેલ પરીણામોની ખરી નકલો યુવક સંઘના પાટીદાર વિદ્યાર્થીભવન, નખત્રાણા મધ્યે આવેલા કાર્યાલયને મોકલી આપવા વિનંતી કરવામાં આવી છે.

વ્યવસાયીક ડિગ્રી સિવાયના મીત્રોએ ઓછામાં ઓછા ૬૦ ટકા માર્કસ મેળવેલ હોવા જોઈએ. કન્યા કેળવણીને પ્રોત્સાહન આપવા માટે ૬૦ ટકાનું ધોરણ રાખવામાં આવ્યું નથી. એસ. એસ. સી. તેમજ એચ. એસ. સી. માં બોર્ડમાં પ્રથમ દસ નંબરમાં આવેલ હોય તેઓએ પણ પોતાની માર્ક-શીટની નકલ મોકલવાની છે.





આખા દિવસના
ભૂખ્યા ગરીબ માણસે
શેઠ પાસે ચાર આના
માંગ્યા
ગુસ્સે થઈને શેઠે કહ્યું;
માફ કરના...આગે જાઓ !
શેઠને એક સજ્જને કહ્યું;
માફ કરના... !
આગળના ભવમાં જાઓ
પછી ખબર પડશે કે,
છતી શકિતએ દાન ન આપવાથી
શું ફળ મળે ! .

અચાનક
ઘરે આવી ચડેલા
મહેમાનને
રોટલી, શાક કે રોટલો-છાશ
પણ આપી દેવાય છે.
મહેમાન એમ પૂછતા નથી કે,
તમે શીરો-પુરી કેમ ન આપ્યા ?
આપણે જન્મ્યા પહેલાં
ઘરે પત્ર લખી જણાવ્યું હતું
કે હું આવું છું ?
આ આ સગવડો જોઇશે !
તો પછી હવે સુખ-સગવડ માટે
ધમાલ શેની ?

# કચ્છ જા વાવડ

## કચ્છને સામે પાર ત્રાસવાદી તાલીમ છાવણી ?

ભુજ :-

બી. એસ. એફ.ના જવાનોએ કચ્છના પશ્ચિમ છેવાડે કોટેશ્વર નજીકની દેવરી ક્રીકમાં ઘુસી આવેલી યાંત્રિક નૌકાઓ સાથે પકડી પાડેલા પાકિસ્તાની માછીમારોની હાથ ધરેલી પુછપરછમાં આ સરહદી જિલ્લાની નધણીયાતી દરિયાઇ સીમાને પેલે પાર કરાંચી નજીક પાકિસ્તાની ગુપ્તચર એજન્સીઓ દ્વારા ૪૦ જેટલા આંતકવાદીઓને તાલીમ અપાતી હોવાનું બહાર આવતાં જ ભારતની એજન્સીઓ ચોંકી ઉઠી છે.

સીમા દળના વર્તુળોના જણાવ્યા મુજબ પાકિસ્તાની માછીઓની પૂછપરછ દરમ્યાન એવી વાત બહાર આવી છે કે કરાંચી નજીક એક છાવણીમાં માજી લશ્કરી અધિકારીઓ ૨૦ પંજાબી અને ૨૦ કાશ્મીરી મળીને ચાલીસેક જણને ભાંગફોડ સહિતની તાલીમ આપી રહયા છે.

પાકિસ્તાની સરકાર અને ત્યાંની ફોજ ભારતમાં આંતક ફેલાવવા માટે ત્રાસવાદીઓ તૈયાર કરીને ઘુસાડે છે એ વાત તો જાણીતી છે. પણ સિંધ પ્રાંતમાં આવી છાવણીઓ ચાલતી હોવાનું પ્રથમવાર બહાર આવ્યું છે. વળી આ છાવણીમાં પંજાબી અને કાશ્મીરીઓ ઉપરાંત બીજા પણ કોઇ છે કે કેમ તે તો સંપૂર્ણ તપાસ થઇ રહેશે ત્યારે જ બહાર આવશે.

લખપત તાલુકાને અડીને આવેલ પાકિસ્તાની સરહદે છેલ્લા થોડા વરસોથી દેશદ્રોહી પ્રવૃતિએ માઝા મુકી છે. અને લાખો કરોડોના દાણચોરીના માલ ઉપરાંત હવે શસ્ત્રોની હેરા-ફેરીમાં પણ કચ્છનું નામ ખુલતાં સરકાર પણ આ સરહદે હવે કડક જાપ્તો ગોઠવી રહી હોવાનું જાણવા મળે છે.

## ઉંટ પર આવેલી ચાંદી પકડાઈ.

ભુજ :-

કચ્છમાં સીમા સુરક્ષા દળના જવાનોએ એક ઉંટનું પગેરૂં દબાવીને મોટા રણની કાંધીએ આવેલા પચ્છમ વિસ્તારના એક ખેતરમાં દાટેલી ૭૬ કિલો જેટલી ચાંદીનો જથ્થો પકડી પાડયો છે. ચાંદીની અંદાજીત કિંમત રૂા. પાંચ થવા જાય છે પણ આ કિસ્સામાં તેની કિંમત કરતાંયે વધુ મહત્વની વાત જો કોઇ હોય તો તે એ છે કે ચાંદી જેવી ભારે વસ્તુની દાણચોરી પણ ઉંટ દ્વારા થાય છે એ ફરી એકવાર પુરવાર થયું છે.

એક ઉંટ પર ૧૦૦ થી ૧૫૦ કિલો જેટલો માલ આસાનીથી લઇ અવાય છે એવી ધારણાને આધારે હજુયે વધુ ચાંદી અગર તો કેફી પદાર્થનો જથ્થો કે સોનું પકડાવાની શકયતા નકારાતી નથી.

## કચ્છના દાનવીરો કરોડોના દાન દઈ જાણે છે.

માંડવી :-

માંડવીના જાણીતા દાનવીર ડોકટર નવીન સી. મહેતાએ માદરે વતનની પોતાની યાત્રાના અંતે કચ્છમાં કૃષિ તેમજ મેડીકલ કોલેજ સ્થપાય તો એક એક કરોડ રૂપિયાના દાનની ઓફર કરી હતી.

અમેરિકામાં સ્થાયી થઇને એક ઇ. એન. ટી. સ્પેશ્યાલિસ્ટ તરીકે મોખરાનું સ્થાન મેળવી કચ્છનું નામ રોશન કરનાર આ યુવાન તબીબે જણાવ્યું હતું કે કચ્છના વિદ્યાર્થીઓના ભાવિના ઘડતરમાં હું આ રીતે જો નાનો એવો ફાળો પણ આપી શકીશ તો તે મારૂં અહોભાગ્ય હશે.

અમેરિકામાં સમૃદ્ધિના શિખરે બિરાજતાં આ યુવાન તબીબે ભાવવિભોર બનીને કહયું હતું કે હું કચ્છ અને માંડવીને સતત યાદ કરતો રહું છું. બાળપણમાં માદરે વતનમાં સંભારણા ભૂલાતાં નથી, તેમણે પોતાના શાળાજીવનનાં ગોઠીયાઓની વાતો પણ યાદ કરી હતી.

## રાજકોટ-નારાયણસરોવર બસ

દયાપર :-

રાજકોટ એસ.ટી. વિભાગે રાજકોટથી નારાયણસરોવરની એક્સપ્રેસ બસ શરૂ કરતાં આ વિસ્તારની લાંબા સમયની માંગણી સંતોષાતા લોકોમાં સંતોષ ફેલાયો છે.

રાજકોટથી આ બસ સવારના ૮ કલાકે ઊપડી સાંજે સાડા પાંચે નારાયણસરોવર પહોંચે છે. વળતા આ બસ નારાયણ સરોવરથી સવારના ૭ કલાકે નીકળી રાજકોટ સાંજના પાંચ કલાકે પહોંચે છે. નખત્રાણા ભુજ વચ્ચે આ બસ નોનસ્ટોપ છે.

## ખીરસરા (રોહા) ગામે એપ્રિલમાં મોરારીબાપુની કથા યોજાશે.

નખત્રાણા :-

નખત્રાણા તાલુકાના ખીરસરા-(રોહા) ગામે તા ૧૦-૪-૯૩ થી ૧૮-૪-૯૩ સુધી પ્રખર રામાયણી પૂ. મોરારીબાપુની રામકથાનું આયોજન કરવામાં આવેલ છે. પૂ. મોરારીબાપુએ તાજેતરમાં કચ્છની મુલાકાત દરમ્યાન આ સમય મુકરર કર્યો હતો.

સીતારામ પરિવારના શ્રી હરજીભાઇ પટેલે આ અંગે માહિતી આપતાં જણાવ્યું હતું કે ખીરસરાની કથા મુખ્યત્વે ગ્રામ્ય વિસ્તારની કથા બની રહેશે. ખીરસરા, સુખપર વેરસલપર, વિભાપર, મંગવાણા, જીયાપર, રોહા, કોટડા ગામોના ભાવિકો માટે આ કથા પ્રેરક પ્રસંગ બની રહેશે.

આ રામકથાના મુખ્ય યજમાનપદે ખીરસરાના મુળજી ખીમજી છાભૈયા રહેશે. આ વિસ્તારમાં પ્રથમ જ વખત યોજાઇ રહેલા આટલા મોટા મહોત્સવને સફળ બનાવવા માટે સ્થાનિક લોકોમાં જબરો ઉત્સાહ દેખાઇ રહયો છે



---

કુલટા સ્ત્રી
પોતાના પતિને પ્રેમ બતાડે
પણ એ પ્રેમ ઉપરછલ્લો જ હોય
એનું મન તો પરપુરૂષમાં રમતું હોય
આરાધક ગણાતો આત્મા
આરાધનાનો પ્રેમ
જગતને બતાડે
પણ, એનું ચિત્ત પર પદાર્થની
લાલચમાં પડયું હોય તો
એ પણ કુલટા સ્ત્રી જેવો છે.

---

# શબ્દ સૌરભ

સંકલન :-
નયના એન. પટેલ

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | | ■ | ૪ | | ૫ | ૬ | ■ |
| ૭ | | | ■ | ૮ | | ■ | ૯ | | ■ |
| | ■ | ■ | ૧૦ | ■ | ૧૧ | | | | ■ |
| ૧૨ | | | | ■ | | ■ | | ■ | ■ |
| ■ | ■ | ■ | | ■ | ૧૩ | | ■ | ૧૪ | ■ |
| ૧૫ | ૧૬ | | ■ | ૧૭ | ■ | ■ | ૧૮ | | ■ |
| ૧૯ | | ■ | ૨૦ | ■ | ■ | ૨૧ | | | ■ |
| ૨૨ | | ૨૩ | | ૨૪ | ■ | ૨૫ | | ■ | ■ |
| ■ | ૨૬ | | ■ | ૨૭ | | | ■ | ૨૮ | ■ |
| ૨૯ | | | | | ■ | | ■ | | ■ |

## આડી ચાવી

(૧) અટકાવ... (૪)
(૪) સગા, સ્વજન .. (૪)
(૭) નીતી...જાળવે. (૩)
(૮) મારી નાખવું... (૨)
(૯) જોઇતી વસ્તુ માટે વપરાતો શબ્દ...(૨)
(૧૧) તીક્ષ્ણ, અણીવાળું... (૪)
(૧૨) આકારનો પ્રકાર (૪)
(૧૩) ...યુગ... (૨)
(૧૫) ગુજરાતનો એક પ્રદેશ... (૩)
(૧૭) બધા, સર્વ... (૧)
(૧૮) જુના જમાનામાં વજન માટે વપરાતું વજનીયુ... (૨)

## ઉભી ચાવી

(૧) એકી ટસે, એકી નજરે... (૪)
(૨) ઉંમર, આયુષ... (૨)
(૩) ભારતમાં આવેલી એક પ્રજા... (૨)
(૪) આત્માને ઠેસ પહોંચાડનાર... (૫)
(૫) પોલીસ તંત્રની લાયકાત... (૪)
(૬) શહેર... (૩)
(૧૦) કણુ અણીદાર ભાગ... (૩)
(૧૪) એક જ્ઞાતિ... (૩)
(૧૫) સુગંધ ખુશબુ... (૩)
(૧૬) ભગવાનનો એક અવતાર... (૫)
(૧૮) રચેલુ, નિર્માણ કરેલું... (૩)
(૨૦) ...રાગીણી... (૨)

(૧૯) એક છોકરીનું નામ... (૨)
(૨૧) પેદા કરવું... (૩)
(૨૨) ભગવાન પાર ઉતારે તેને આ કહેવાય (૫)
(૨૫) ચોખાની વાનગી... (૨)
(૨૬) ...ટપાલ... (૨)
(૨૭) માણસ... (૩)
(૨૯) લોખંડને સોનું બનાવનાર... (૫)
(૨૧) વાતચીત... (૪)
(૨૩) પક્ષીનું નામ... (૩)
(૨૪) નાજુક નાર... (૩)
(૨૮) શરીરનો અવયવ જ્યાં રૂધિર પહોંચતુ નથી... (૨)



ગયા અંકનો ઉકેલ

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પો | ર | બ | દ | ર | ■ | મિ | ■ | પ્રિ | ત |
| લી | ■ | ■ | ર | ■ | સ્વ | રા | જ | ■ | રૂ |
| સ | ■ | ■ | વા | ■ | મા | ત | મ | ■ | ■ |
| સ | લ | મા | ન | ખા | ન | ■ | લ | ■ | અ |
| બ | ■ | ર | ■ | સી | ■ | પા | વા | ગ | ઢ |
| ઇ | ન્સા | ફ | ■ | ય | ■ | ન | ર | ■ | ળ |
| ન્સ્પે | ■ | ત | ■ | ત | ■ | ખ | ■ | ના | ક |
| ક | મં | ■ | પા | ■ | ઝ | ર | મ | ર | ■ |
| ટ | ■ | ■ | લ | ટ | ■ | ■ | લ | ■ | સ |
| ર | ણો | ત્સ | વ | ■ | અ | ગ | મ | ચે | તી |



લેખો/સમાચારો માટે આપના પત્રો દર મહિનાની ૧૫ તારીખ સુધીમાં નીચેના સરનામે મોકલી આપો.

તંત્રીશ્રી,
"પાટીદાર સૌરભ"
C/o. ઓધવરામ ભવન,
નખત્રાણા (કચ્છ) ૩૭૦ ૬૧૫



# અવસાન નોંધ

બિદડા :-

પ્રેમજી કાનજી માકાણીના ધર્મપત્ની ભાણબાઇ ઉ. વ. ૬૮, તા. ૨૦-૧૧ના રામશરણ પામ્યાં છે.

વિથોણ :-

ખેતા રાજા નાયાણી, ઉ. વ. ૮૨ તે મનજીભાઈ, વાલજીભાઇ, રામજીભાઇ અને હરીભાઇના પિતા તા. ૨૦-૧૧ના દેવલોક થયા છે.

દુર્ગાપુર :-

મેઘબાઇ પ્રેમજી વેલાણી ઉં. વ. ૮૫ તે સ્વ. પ્રેમજી કરમશીના ધર્મપત્ની તા. ૨૧-૧૧ના રામશરણ પામ્યા છે.

દેવીસર :-

મંજૂલાબેન રવજીભાઈ પટેલ, ઉ. વ. ૨૭તે પટેલ ગોપાલ રામજી રૂડાણીના પુત્ર-વધૂ તા. ૨૨-૧૧ના રામશરણ પામ્યા છે.

રાયણ મોટી :-

અરજણ નારાણ પોકાર ઉં. વ. ૮૫તે સ્વ. નાનજીના પિતા તથા હસમુખલાલના દાદા ૨૫-૧૧ના રામશરણ પામ્યા છે.

લુડવા :-

હરજી ભાણજી પોકાર ઉ. વ. ૭૫તે શામજી, વિશ્રામ, તથા લખમશીના પિતા મુંબઇ મધે તા. ૨૬-૧૧ના રામશરણ પામ્યા છે.

રતાડીયા :-

મુળજી નાનજી વાલાણી, ઉં. વ. ૧૦૦ તે શિવદાસના પિતાશ્રી તા. ૨૩-૧૧ના રામશરણ પામ્યા છે.

ખીરસરા (રોહા) :-

મુકેશકુમાર દેવજી પોકાર ઉ. વ. ૨૨ તે દેવજી નારાણનો પુત્ર તથા અશોક, અનીલ, હિતેશનો ભાઈ ૨૬-૧૧ના મુંબઈ મધ્યે રામશરણ પામેલ છે.

ભારાપર :-

શામજી અરજણ પોકાર, ઉ. વ. ૯૮તે પ્રેમજી, કરશન અને દેવજીના પિતા તા. ૨૯-૧૧ના સ્વર્ગવાસ પામ્યા છે.

લુડવા :-

પ્રેમજી ગંગદાસ ધોળુ, ઉ. વ. ૭૦તે ભીમજી તથા રામજીના પિતાશ્રી તા. ૩૦-૧૧ના રામશરણ પામ્યા છે.

નાની અરલ :-

માતાજી કાનબાઇ તે રવજી દાનાનાં માતુશ્રી તા. ૨૬-૧૧ના રામશરણ પામ્યા છે.

અમરપુર (કોટડા-જ) :-

વેલજી પચાણ મુખી, ઉ. વ. ૫૦તે રમેશ, જગદીશ અને અમૃતલાલના પિતાશ્રી તા. ૨૯-૧૧ના રામશરણ પામ્યા છે.

ગંગાપર :-

નાનજી દાના ઠાકરાણી, ઉ. વ. ૬૨ તે પ્રેમજી અને માધવજીના પિતા તા. ૧/૧૨ના ઘાટકોપર મુકામે રામશરણ પામ્યા છે.

મોટી ખોંભડી :-

હીરબાઇ વાલજી ભગત, ઉ.વ. ૭૪ તે વાલજી દેવશી ભગતના ધર્મપત્ની તા. ૨/૧૨ના દેવલોક પામ્યા છે.

કોટડા (ચકાર) :-

કંકુબેન ખેતા લીંબાણી, ઉ. વ. ૯૦ તે સ્વ. જેઠાભાઇ, પ્રેમજીભાઇ, મગનભાઇના માતુશ્રી તા. ૧/૧૨ના રામશરણ પામ્યા છે.

કલ્યાણપર :-

માનબાઇ ભાણજી ધરમશીયાણી, ઉ. વ ૯૫ તે અરજણ, નાનજી અને ડાયાભાઇના માતુશ્રી તા. ૨/૧૨ના અવસાન પામ્યા છે.

જીયાપર :-

દાના લધા ચોપડા, ઉ. વ. ૫૪ તે સ્વ. લધા મુળજીના પુત્ર તા. ૩/૧૨ના દેવલોક પામ્યા છે

વિથોણ :-

નાનજી લાલજી ભગત, ઉ. વ ૭૨ તે ઇશ્વરલાલ, પુરૂષોતમ અને મણીલાલના પિતાશ્રી તા. ૩/૧૨ના રામશરણ પામ્યા છે.

મમાયમોરા :-

ધનજી સોમજી પોકાર, ઉ. વ. ૮૦ તે શાંતિલાલ, રવિલાલ, અમૃતલાલના પિતાજી તા. ૨/૧૨ના રામશરણ પામ્યા છે.

આણંદપર (યક્ષ) :-

ગાંગબાઇ રતનશી છાભૈયા, ઉ. વ. ૯૫ તે અખૈના માતુશ્રી તા. ૪/૧૨ના રામશરણ પામ્યા છે.

દુર્ગાપુર :-

નારાણ નાનજી રૂડાણીના ધર્મપત્ની નાનબાઇ, ઉ. વ. ૩૫ તા. ૬/૧૨ના રામશરણ પામ્યા છે.

ઘાવડા મોટા :-

નાનબાઇ ડાયાલાલ પોકાર, ઉ. વ. ૮૫ તે લીલાધર અબજી પોકારના દાદીમા તા. ૬/૧૨ના રામશરણ પામ્યા છે.

દુર્ગાપુર :-

વિસરામ રામજી રૂડાણી, ઉ. વ. ૯૨ તે કરમશી, મનજી, લખમશી અને સ્વ. ભીમજીના પિતાશ્રી તા. ૯/૧૨ના રામશરણ પામ્યા છે.

દુર્ગાપુર :-

નાનબાઇ અબજી સેંગાણી, ઉ. વ. ૭૬ તે અબજી શીવજીના ધર્મપત્ની તા. ૯/૧૨ના રામશરણ પામ્યા છે.

દરશડી :-

વાલબાઇ પ્રેમજી ડાયાણી, ઉ. વ. ૬૫ તે નારાણ, રતનશી, હરજી, નાનજી ગોવિંદ, ડાયાલાલ અને વિશનજીના માતુશ્રી તા. ૧૦/૧૨ના રામશરણ પામ્યા છે.

કોટડા(જ) :-

બાબુલાલ ભીમજી ભગત, ઉ. વ. ૨૪ તે ભીમજી કેસરા ભગતના પુત્ર, અંબાલાલના નાનાભાઇ તા. ૧૩ – ૧૨ના રામશરણ પામ્યા છે.

નખત્રાણા :-

દમયંતીબેન જશવંતભાઇ પારસીયા, ઉ. વ ૩૪તે જયેશના માતુશ્રી તા. ૧૪-૧૨ના રામશરણ પામ્યા છે.

વિથોણ :-

ગંગાદાસ નાયા માકાણી, ઉ. વ. ૭૬ તે હંસરાજ તથા હિરાલાલના પિતાશ્રી તા. ૧૩-૧૨ના રામશરણ પામ્યા છે.

**આણંદપર(યક્ષ) :-**

વાલજી એતા ભીમાણી, ઉં. વ. ૯૦ તે બાબુભાઇ, ભીમજીભાઇ, નાગજીભાઇના પિતાશ્રી તા. ૧૫-૧૨ના રામશરણ પામ્યા છે

**વિથોણ :-**

દેવજી કરસન પદમાણી, ઉ. વ. ૬૫ તે ગોવિંદભાઈ, શંકરભાઇ, રવિલાલના પિતાશ્રી તા. ૧૭-૧૨ના રામશરણ પામ્યા છે.

**દેવીસર :-**

ગંગાબેન લાલજી છાભૈયા ઉ. વ. ૬૫ તે રામજીભાઈ, દેવરામભાઇ, વાલજીભાઇ તથા હિંમતના માતુશ્રી તા. ૧૬-૧૨ના અવસાન પામ્યા છે.

**નખત્રાણા :-**

કુંવરબેન માવજી ધનાણી, ઉ. વ. ૮૫તે કરસનભાઇના માતુશ્રી તા. ૨૦-૧૨ના રામશરણ પામ્યા છે.

**ગઢસીસા :-**

રવજી માવજી રંગાણી, ઉ. વ. ૬૫ તે બાબુલાલ, શાંતિલાલ, હિરાલાલ, અરવિંદના પિતાશ્રી તા. ૨૧-૧૨ના રામશરણ પામ્યા છે.

**વિથોણ :-**

રામુબેન પ્રેમજી હળપાણી, ઉ. વ. ૭૮, તે નાનજીભાઈ તથા વેલજીભાઇના માતુશ્રીનું તા. ૨૨-૧૨ના અવસાન થયું છે.

**નાના અંગીયા :-**

નારાણ અબજી પોકાર, ઉ. વ. ૬૨ તે કાંતિલાલના પિતાશ્રી તા. ૨૨-૧૨ના રામશરણ પામ્યા છે.



અમને લોકો ખુરશીચીટકુ કહે છે.
પણ એ વાત તદ્દન ખોટી છે, કારણકે
અમે પચાસથીય વધારે
સંસ્થાના ટ્રસ્ટી છીએ.
એટલે દરરોજ તો બધી જગ્યાએ
ખુરશી પર બેસી નથી શકતા !
ક્યારેક કો'ક સંસ્થાની ઓફીસે
મીટીંગમાં જઈએ પણ ઘણી મીટીંગો
"એટેન્ડ" કરવાની હોતાં દશ મીનીટમાં
જ ખુરશી પરથી ઉભા થઈ
જઇએ છીએ !
બોલો, અમે ક્યાં ખુરશી ચીટકુ છીએ ?



# નૈતિક જીવનના મોંઘેરાં જતન માટે

માધવ સ્વામી

શરાબરૂપી દૈત્ય માનવીને શારીરિક, માનસિક અને આર્થિક રીતે ખલાસ નાંખે છે સાચું જ કહેવાયું છે કે, માનવી શરાબ નથી પીતો પણ શરાબ માનવીને પીવે છે. સદભાગ્યે ગુજરાતમાં નશાબંધી છે. આથી આપણે સુખ-ચેનથી જીવી શકીએ છીએ. આમ છતાં સમાજ-વિરોધી વૃત્તિ કયારેક કયારેક જોવા મળે છે અને લઠ્ઠાકાંડ સર્જાતા રહે છે. આવા સંજોગોમાં શરાબના વ્યસનથી દૂર રહેવામાં કાયદા કરતાં નૈતિકતા વધુ અસરકારક સાબિત થઇ શકે છે. કાયદો આપણને શરાબ પીતા અટકાવે એ પહેલાં જ આપણી નૈતિકતા સક્રિય બનીને આપણને કહે કે, હું માનવી છું આથી મારાથી શરાબને સ્પર્શ પણ થાય નહિ.

બાકી, શરાબની આદતનાં પરિણામો ઘણાં જ ખતરનાક છે. આ ભયંકર વ્યસનને લીધે સુખમયસંસાર સળગી જાય છે, પૈસો ટકો પલાયન થાય છે, શરીર પાયમાલીના પંથે પડે છે અને મન સદા વ્યાકુળ રહે છે.

દારૂડિયાની હાલત કેવી કરૂણ થાય છે, તે છાતીએ કોતરી રાખવા જેવું છે. તેઓ ઠેકાણે-કઠેકાણે ગમે ત્યાં પટકાઇ પડે છે,

દારૂની લતે ચડનારો મનુષ્ય જુગાર, ચોરી અને વ્યભિચાર જેવા મહાન દુર્ગુણોમાં સરલતાથી ફસાઇ જાય છે. ઉન્નત વિચારો અને ઉન્નત આચારોને અપનાવવાનું તેમને માટે અશક્ય બને છે. તેથી જ તે માનવ જીવનને નિષ્ફળ બનાવનાર મદિરાપાન કરશો નહિ'

## પરસ્ત્રીસેવન કરશો નહિ

પંચની સાક્ષીએ જે સ્ત્રીનું પાણિગ્રહણ કરવામાં આવ્યું હોય તે સિવાયની કોઇ પણ સ્ત્રીનો સમાગમ કરવો એ પરસ્ત્રીગમન છે. એનાં ભયંકર પરિણામો કેવાં આવે છે, તે જાણવા માટે લંકાપતિ રાવણનું દ્રષ્ટાંત વિચારવું જોઇએ. તે અનેક વિદ્યાનો જાણકાર હતો, મહાન બળિયો અને પરાક્રમી હતો, પરંતુ આ એક જ કુલક્ષણથી અધઃપતનની ઊંડી ગર્તામાં સરી પડયો અને કાયમને માટે કાળી ટીલી લઇને આ જગતમાંથી વિદાય થયો.

ગુજરાતના વાઘેલા રાજા કરણને પણ આવો જ નાદ લાગ્યો હતો. પ્રધાનની સ્વરૂપવંતી સ્ત્રીએ તેના મનને પરાધીન બનાવ્યું હતું. આ કારણે તેણે જે ઉપાયો લીધા અને પરિણામે માધવે જે રીતે તેનો બદલો લીધો, એ આપણા ઇતિહાસની એક કમનસીબ કરુણ કહાણી છે. એ પરસ્ત્રીલંપટ કરણના પાપે જ ગરવી ગુજરાત પર અલ્લાઉદ્દીનનો ખૂની પંજો પડયો અને તેણે કાયમને માટે પોતાનું સાર્વભૌમત્વ ગુમાવી દીધું.

જેવી આપણી મા દીકરીઓ તેવી જ બીજાની મા દીકરીઓ. જો આપણે બીજી સ્ત્રીઓ તરફ કુદૃષ્ટિ કરે એ સ્વાભાવિક છે. એટલે સ્વાર્થરક્ષાની ખાતર પણ મનુષ્યોએ આ બંદીમાંથી મુક્ત થવું જોઇએ

ઘરની સ્ત્રી પદ્મિની જેવી હોવા છતાં સુંદર લાગતી નથી અને બીજાની કુવડ જેવી સ્ત્રી પણ સુંદર લાગે !! ખરેખર ! મનુષ્યની મૂઢતાને કોઇ છેડો જ નથી.

ગૃહસ્થાશ્રમની દ્રષ્ટિએ લગ્નની પ્રણાલિકાએ મનુષ્યને જાતિય જીવન માટે જે વ્યવસ્થા કરી આપેલી છે, તેમાં સંતોષ માનવો અને તે સંબંધોને પણ ઉત્તરોત્તર સંયમની ઉચ્ચ ભૂમિકાએ લઇ જવા એમાં મનુષ્યનું શ્રેય છે, જીવનનાં કલ્યાણના અંશો છે, એમાં જીવતરની સફળતાનાં બીજો છે. તેથી 'પરસ્ત્રીગમન કરશો નહિ'.

## વેશ્યા ગમન કરશો નહિ

દેહવિક્રયનો ધંધો કરનારી જે સ્ત્રી વેશ્યાના નામથી ઓળખાય છે. તેમના છંદમાં પડવું એ વેશ્યાગમન કહેવાય છે. એ જાતના છંદમાં પડતાં પૈસાની ખુવારી ખૂબ થાય છે. બીજું અનેક ચેપી રોગો લાગુ પડે છે, ત્રીજું સામાજીક પ્રતિષ્ઠાનો નાશ થાય છે. ચોથું ગૃહજીવનમાં આગ ઉઠે છે. અને પાંચમું પરલોકનું હિત બગાડે છે.

જે સ્ત્રી કૃત્રિમ હાવભાવ અને બાહ્ય દેખાવથી મનુષ્યને પ્રથમ પ્રલોભન આપીને તેનો રસકસ ચૂસી છે અને તે કસ વિનાનો થયે તેને હરાયા ઢોરની જેમ હાંકી કાઢે છે. તેના સ્નેહમાં પડવામાં કઇ જાતનું ડહાપણ રહેલ છે ?

ક્ષણિક વિષયતૃપ્તિ માટે ધન આબરૂ અને ધર્મની, આહુતિ આપવી એ કેટલા અંશે વ્યાજબી છે. તેનો વિચાર પ્રત્યેક સુજ્ઞ મનુષ્યે તટસ્થભાવે કરી લેવો ઘટે છે

વેશ્યાગમન કરનાર પૂરો પરાધીન બને છે. મલિન જીવનમાં સબડયા કરે છે અને ઉચ્ચ આદર્શોથી રહિત થાય છે, તેથી 'વેશ્યાગમન કરશો નહિં.'



અમારા "શીલ"ને "સીલ" લાગી ગયા છે.
ઘરમાં, ગાર્ડનમાં, બજારમાં,
કોલેજમાં, બસમાં, ટ્રેનમાં, મંદિરમાં
તીર્થસ્થાનોમાં પણ
રંગ-રાગના પ્રદર્શનો અને
અશ્લીલ-ઉદ્‌ભટ દ્રશ્યો જ
જોવા મળે છે.
અમારે મનને કેમ સાચવવું ?
યુવક-યુવતીઓની આ સમસ્યા પર
વડીલો, ધર્મગુરુઓ વિચારશે ખરાં ?



# પાટીદાર સૌરભ

## નીચેના સેન્ટરો પર પણ આપ લવાજમ ભરી શકો છો

કોલ્હાપુર
વિનોદ પટેલ,
શ્રી સરસ્વતી સો મીલ એન્ડ ટીમ્બર-
મરચન્ટ, ૭૧૨/૧૦ છત્રપતિ રાજારામ
ટીમ્બર માર્કેટ, કોલ્હાપુર.

નવી દિલ્હી
પરબતભાઈ પટેલ,
કિશનલાલ પટેલ એન્ડ કું,
બી-૧૭,(W.H.S.) ટીમ્બર બ્લોક,
કિર્તીનગર, નવી દિલ્હી,

નાસિક
નારાણભાઈ પટેલ,
અલ્પેશ કન્સ્ટ્રકશન કું,
૧૨, યોગેશ્વર કૃપા હા. સોસાયટી,
શકિતનગર, હિરાવાડી, પંચવટી,
નાસિક-૩

બેલગામ
રતનશીભાઈ પટેલ,
C/o તરૂણ ટીમ્બર ટ્રેડર્સ,
૨૨૧,, ગુડઝશેડ રોડ,
બેલગામ (કર્ણાટક)

કોચીન
પરસોતમ પટેલ,
શ્રી રામ સો મીલ,
ઉનીચીરા, કોચીન,
ફોન-૮૫૫૧૩૨

અમદાવાદ
દક્ષેશ નાકરાણી (એડવોકેટ),
એ-૯, સ્નેહલ એપાર્ટમેન્ટ,
સર્વોદયનગર-૧ સામે,
ભુયંગદેવ ચાર રસ્તા નજીક,
સોલા રોડ અમદાવાદ-૬૧

સિંધુદુર્ગ
મણીલાલ પટેલ,
શ્રી મહાલક્ષ્મી સો મીલ,
મુ. પો. કસારદે.
તા. કનકાવલી (મહારાષ્ટ્ર)

કપડવંજ
જગદીશ પટેલ
શ્રી જલારામ સાયકલ સ્ટોર,
૨૫, મહાત્મા ગાંધી શોપિંગ સેન્ટર,
ડાકોરનાકા સામે, કપડવંજ.

:- નખત્રાણા -:

શ્રી જ્યુસ સેન્ટર,
બસ સ્ટેન્ડ સામે.

વેલુભાઈ મેપાણી,
શ્રી ઉમીયા જનરલ સ્ટોર્સ.

Regd No-GKCH/88 PATIDAR SAURABH (Monthly)